☞ જથ્થાબંધ લેનારને સારૂં કમીશન આપવામાં આવશે.

વડોદરા રાજ્યમાં ચાલતાં હાલનાં નવાં ધોરણો પ્રમાણે
સારા અનુભવી શીક્ષકને હાથે તૈયાર કરાવેલી.

# બીજા ધોરણની સંક્ષેપ નોટ.

જેની અંદર બીજી ચોપડીના અર્થ, બોધ, કવિતાના અર્થ, ડિક્ટેશન, પદાર્થપાઠ, વડોદરા રાજ્યની ભૂગોળ ગણિત, આંક, ખાતો અને દેશી હિસાબનાં લેખાં આવેલાં છે.

તૈયાર કરી છપાવી પ્રકટ કરનાર.
ઝવેરભાઇ ઉમેદભાઇ પટેલ.
બુકસેલર, રીચીરોડ—અમદાવાદ.
તથા
મણીલાલ મુળજીભાઇ ઊપાધ્યાય.
બુકસેલર—પેટલાદ ( પ્રાંત વડોદરા. )
આવૃત્તિ ૧ લી. પ્રત ૩૦૦૦.



ધી નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં લલ્લુભાઇ ઇશ્વરભાઇએ છાપ્યું.
પીરમસા રોડ—અમદાવાદ.
સને ૧૯૧૪. સંવત ૧૯૭૦.
કિંમત રૂ. ૦-૨-૬ અઢી આના.

☞ સદરહુ નોટ તૈયાર કરવામાં નાર ગુ. શાળાના હે. મા. શિવાભાઈ મનોરભાઇએ તથા મણિશંકર જોઈતારામ પુરોહિતે સારી મદદ કરી છે તેથી તેઓના આભારી છીએ.

# ગુજરાતી બીજી ચોપડીના અર્થ

## બીજી ચોપડી—ભાગ ૧.

### પાઠ ૧ લો.

| | | |
|---|---|---|
| મઘમઘે છે—મ્હોરે છે. | ઓસરી—રવેશી | દયાળુ—દયાવાળા |
| નાઘરમાં—ખુશી આરામ | ઝગઝગે છે—ચળકે છે | પાડ—ઉપકાર, ગુણ |
| માર્ગુઓ—મુસાફરો | ઉજાશ—પ્રકાશ, અજવાળું | યાદ—સ્મરત |
| ધર્મશાળા—મુસાફરોને ઉતરવાની જગા | સરજ્યાં—બનાવ્યાં | ભક્તિ—સેવા |
| | કળાતું—સમજાતું | |

સાર—પરમેશ્વરે આ જગત્ અને તેમાંની વસ્તુઓ જે પ્રાણીઓથી બનતી નથી. તે બધી બનાવી છે; અને પ્રાણી માત્રને પણ તેમણે બનાવ્યાં છે, માટે તેમની દરરોજ ખરા મનથી આપણે [illegible] કરવી જોઇએ.

### પાઠ ૨ જો.

| | | |
|---|---|---|
| મુજ—મારા | ડૂલે—હાલે | દીએ—આપે |
| બાળ—બાળક | મેના—પોપટની સ્ત્રી | મુલ્લાં—ફકીર |
| પંખી—જેને પાંખો છે તે પક્ષી | ફુટડા—સુંદર | ઉદય—ઊગવું |
| વાંણું વાયું—સવાર થયું | મધુર—મીઠું | તણો—નો |
| વીતી—પુરી થઇ | ઝીકું—ઝાંખું | ભ્રમર—ભમરો |
| ઝગઝમાટ—ચળકાટ | ઉડીગયું—જતું રહ્યું | પત્ર—પાંદડાં |
| દીસે—દેખાય | જનો—માણસો | પંખેરૂ—પક્ષીઓ |
| ભાતભાત—જુદાજુદા | ગવૈયા—ગાનારા | તૂલ—પાક |
| પાન—પાંદડાં | ગાન—ગાયન | |
| | દાતા—આપનારા | |

**સાર**—સવારમાં તમામ પ્રાણીઓ જાગી ઉઠીને સૌ પોત પોતાને કામે વળગે છે. તે પ્રમાણે વિદ્યાર્થીઓએ પણ ઉઠીને પોતાનો અભ્યાસ કરવો જોઇએ. કારણકે સવારમા ઉઠીને વચવાથી વાચેલુ સારૂં યાદ રહે છે.

## પાઠ ૩ જો.

| | | |
|---|---|---|
| રત—ઋતુ | વસ્ત્ર—લુગડુ | દાદા—બાપના બાપ |
| લેખે—હિસાબે | ખીલેછે—ફૂલે છે | |

**સાર**—વર્ષની ઋતુઓ ત્રણ છે. ૧ શિયાળો ૨ ઉનાળો. ૩ ચોમાસું

શિયાળાના મહીના—કારતક, માગશર, પોષ અને મહા

ઉનાળાના મહીના—ફાગણ, ચૈત્ર, વૈશાખ અને જેઠ

ચોમાસાના મહીના—અશાડ, શ્રવણ, ભાદરવો અને આસો

મહીનાના પખવાડીઆં બે છે ૧ શુદ. ૨ વદ શુદમા ચદ્રનુ તેજ વધે છે અને વદમા ઘટે છે

## પાઠ ૪ થો.

| | | |
|---|---|---|
| જુદા—જુદા | લક્કડ—લાકડું | સરૈયા—સુગધીદાર તેલો |
| ખડકેતી—ગોદડેતી | બહેક બહેક—મઘમઘ | વેચનાર |
| ખરાદી—લાકડા ઉતારવાનું કામ કરનાર | આરસા—આયના, દર્પણ | દ્રાક્ષ—દરાખ |
| | ચોગાનમા—ખુલીજગામા | |

મેળાથી થતા ફાયદા—ઘણા માણસોના ભેગા થવાથી જુદા જુદા પ્રકારના વિચારોની આપ લે થાય છે, જુદા જુદ માણસોની રીત ભાત, ધર્મ, ભાષા, રીત રીવાજ, પહેરવેશ વગેરે જોવાનું મળે છે. જુદી જુદા જાતની વસ્તુઓ જોવાનુ અને જરૂરની ખરીદવાનુ મન થાય છે વગેરે.

## પાઠ ૫ મો.

| | | |
|---|---|---|
| મજા—ગમ્મત | લપડાકો—ધોલો | ખુરે—નઠારે |
| શેખી—પતરાજી | સંગ—સોબત | મેં'તાના—માસ્તરના |
| ખામા—સારા | પ્રેમ—હેત | |
| દોસ્ત—ભાઇબંધ | ઠામ—ઠેકાણે | |

**સાર**—નઠારાની સોબત કરવાથી નઠારૂં ફળ થાય છે. માટે સારા માણસે નઠારી સોબત કદી પણ કરવી નહિ

## પાઠ ૬ ઠો.

| | | |
|---|---|---|
| વગે—ઉમરે | વડી—મગડી | ધરવામાં આવે છે તે |
| હર્ષનો—આનંદનો | બહાને—કારણે | ચમર—ચકરી |
| પાર—છેડો | મસ્તીમાં—તોફાનમાં | બોકડો—રાગડો |
| લાડકવાયો—એક હોવાથી હેત વધારે હોય છે | ઓવારણાં-દુખડાં ના કાઠીયાવાડમાં તે વપરાય છે | હાડવૈદ—હાડકાં ચઢાવવાનું કામ કરનાર વૈદ |
| કુટેવ—નઠારી ટેવ | કોઇપગલું—કોઇ તરફથી તરતના જન્મેલા બાળકને પગલું બા | ખદખદતો—ગરમકરેલો |
| પોળમાં—શેરીમાં | | વશે—હશે |
| અટકચાળા—અડપલાં | | ખો—ટેવ |
| ઇલાજ—ઉપાય | | |

**સાર**—છોકરાં નાનાં હોય ત્યારે માબાપે તેમને નઠારી સોબતમાં ફરવા દેવા નહિ કારણકે નાનપણમાં નઠારી સોબતમાં ફરવાથી નઠારી ટેવ પડે છે. નાના છોકરાના સોબતી સારા ગુણવાળા પસંદ કરવાની માબાપે હમેશાં કાળજી રાખવી. નાનપણમાં પડેલી સારી કે ખોટી ટેવ મોટપણમાં સહેલાઇથી જતી નથી. માટે છોકરાને સારી ટેવ પડે તેવી કાળજી રાખવી.

## પાઠ ૭ મો.

જક્કી—હઠીલું
લવારાં—બકરાનાંનાનાં બચ્ચાંને લવારાં કહેછે
ગાડરાં—ઘેટાનાં નાના બચ્ચાને ગાડરાં કહેછે.
નીરતો—નાખતો, આપતો
ખાધે—ખએ
તાજો—તરતનો
ઓક—ગાયો, બકરાં, ઘેટાં વગેરેનેવિશ્રામલેવાનોવાડો
વાંસળી—મોઢાનીસાથે રાખી ફૂકથી આડી રાખી વગાડાયેં છે
પાવા—મોઢેથી સીધો રાખી વગાડાય છે
દૂંકમા—સોડમા રહેવાથી ગરમી રહેછે તેથી પડોશમાં, પાસ પાસે
જતન—રક્ષણ
ઉગીગયાપછી—દુધ આપતાં બધ થયા પછી
સાચવણુ—સાચવણી
તકરાર—ટટો
જાળવતો—સાચવતો
મોજમાં—આનંદમાં
અભાગીઉ—કમનસીબ
અજાણ્યુ—નહિ જાણીતું

જે પ્રાણી બીજા નાના પ્રાણીઓને મારીને ખાઇ જાય છે તે શિકારી પ્રાણી કહેવાય છે જેમકે—વાઘ, વરૂ, સિંહ વગેરે.

## પાઠ ૮ મો.

કેદ થઇ રહેવું—એકજ જગાએ પડી રહેવુ
ગોંધતો—પુરતો, કેદ કરતો
ચેન—મજા, ગમત, આનદ
બદીખાનામાં કેદખાનામા
બાપુ—બાપની પેઠે પાળનાર તે
પાધરમાં—ખુલ્લીજગામાં
ચાંદનીમાં—અજવાળી રાતમા
ખેલવુ—રમવું
નાદાન—મૂર્ખ
સપડાઇ—પકડાઈ
જક—હઠ
લાગ ફાવ્યો—દાવમળ્યો
સટકી ગયુ—નાશી ગયું
ઠેકવા—કુદવા
પાધર અને પાદર બંને શબ્દોનો અર્થ એકજછે
વરૂ—કુતરાના જેવું શિકારી પ્રાણીછે.
તરાપ—કૂદકો
બોડમાં—રહેવાની જગામાં; બખોલમાં
કમોતે—વગરમોતે, મુદત પુરી થયા વગર મરવું

**સાર**—છોકરાંએ મા, બાપ, મહેતાજી અને ગુરૂની શિખામણ માની તેમના કહ્યા પ્રમાણે ચાલવું જે છોકરા માની શિખામણ માને નહિ તેમની જક્કી ઘેટાના જેવી વલે થાય છે.

## પાઠ ૯ મો.

ભાગશે—જવાશે.
આડોશી પાડોશી—આજુબાજુના રહેનારા.
જને—હાવે.
ભાઇભાંડુ—ભાઇ બેન
વગેરે.
જમણુ—જમવાનું
પીરસેલી—ખાવાનું મુકેલી
રોવાની—રડવાની
નકામો—અમથો
વેદના—દુઃખ
મુદલ—બીલકુલ
મેળો—ઘણામાણસોનું ભેગુ થવું
પસ્તાયો—વિમાસ્યો

સાર—જે છોકરા વારે ઘડીએ રિસાતાં હોય તેમણે રિસાવાની ટેવ મૂકી દેવી. કારણકે રિસાવાથી મનને અને શરીરને દુઃખ થાય છે અને ધારેલી વસ્તુ મેળવવામાં વાર થાય છે માટે કોઇ છોકરે રિસાવું નહિ. ઘઉં, ઘી, ખાંડ વગેરે પદાર્થો ભારે હોવાથી તે જલદી પચતા નથી. બાજરી, ચોખા, દાળ, મગ વગેરે ખોરાક હલકા હોવાથી જલદી પચે છે. માટે નાનાં છોકરાંએ ઘી ખાંડનાં જમણુ બનતા સુધી ઓછા ખાવાં.

## પાઠ ૧૧ મો.

ચકુભિલ્લુ—એ એક રમત છે
કચ્છો—લંગોટ
બન્યાછે—થયાછે
ગઢ—કિલ્લો
હુમલો—હલ્લો
અતરે—છેટે
ચકરમા—ગોળમા
ઘુમી—ફરી, દોડી
સાથીઓ—સોબતીઓ
પેતરા—પેરા, એકની એકજગાએ ફર્યા કરવું તે
જમણીમેર—જમણે તરફ
જમણી દોડભરી—જમણીતરફ દોડી
પૂરજોસથી—પૂરાબળથી
ટપોટપ—ઝટ, જલદી

## પાઠ ૧૨ મો.

છુટ્ટીની—રજાની
વેળાએ—વખતે
ગેડીદડા—લાકડાના દંડાથી દડાને મારવાની રમત છે
પીતરાઇભાઇ—કાકાનો છોકરો તે પીતરાઇભાઇ કહેવાય
રંગજામ્યોછે—મજા આવીછે
થોભ—અટક
બોલાવવાનુ વચન આપેલુ—બોલાવવા કહેલું
શી ખાતરી—નક્કી શુ
લાચાર—ગરીબ
સુનુછે—માણુસ વિનાનું છે
દોસ્ત—મિત્ર
યાદઆવેછે—સ્મરત આવેછે

સાર—આ બાપનો હુકમ છોકરાએ હંમેશાં સ્મરણમાં રાખવો અને તેમના કહ્યા પ્રમાણે વર્તવું જે છોકરાં તેમનુ કહ્યું કરે નહિ તે દુ:ખી થાય છે.

## પાઠ ૧૩ મો.

| | | |
|---|---|---|
| મધમાખી–મધકરનારી માંખ | સુંદર–મારો | અને કોરવું એટલે અં દર બાકુ પાડવુ |
| ગણુગણુતી–બોલતી | મબાળ–તપાસ. | દુભવોછો–પીડોછો; દુઃખદોછો |
| એકજકુટુંબનાં–એકજ જાતના | સોહામણી–શોભિતી | વહાલા–પ્રિય |
| છંછેડે–ખીજવે | ફુટડા–સુંદર, નાજુક | નહીએ–દુઃખદઇએ |
| ડંખીએ–કરડીએ | ભપકાદાર–રોફવાળા | ભલુ–સાર |
| ચાહેછે–ઇચ્છેછે | કશા–કંઈપણ | બુરૂ–નઠારૂ |
| પીઠ–પાછળનો ભાગ | માલમતા–માલમિલકત. | બગાડ–નુકસાન |
| ચકચકેછે–ચળકે છે | કરડવું અને કોરવું એમા તફાવતછે.કરડવુ એટલે કાપી નાખવુ | ચાહશે–ઇચ્છશે |

સાર—આપણે કોઇના ઉપર ગુણ કરીએ તો તે આપણા ઉપર ગુણ કરે છે અને એથી ઉલટુ અવગુણ કરે છે. માટે બીજાઓના ઉપર દરેક જણે ગુણ કરવા જોઇએ.

## પાઠ ૧૪ મો.

| | | |
|---|---|---|
| મોળાઇભાઇ–મામાનો છોકરો તે મોળાઇ ભાઇ કહેવાયછે | હરખાયો–રાજીથયો | ને ધોતીઆં કહેછે |
| ધાન્યથી–અનાજથી | તલપી–ટાપી, દોડી | ફુટીગયુ–ભાગીગયું |
| અગેઠા–દેવતા સળગાવવો તે, ધુણી સળગાવવી તે | ઉલટભેર–ઉમંગથી | ઠેસ–ઠોકર |
| મોજમઝા–આનંદ | ધોતલીયો–છેટાઓ નાના છોકરાની છેટીઓન ધોતલી ઓ કહેછે મોટા-માણસોના ઠેપાડાં | હોસભેર–ઉમંગથી |
| | | ગમેતે–ફાવેતે, પસંદ પડેતે |
| | | નકામી–કામવિનાની |

સાર—પોતાની ભૂલ કોઈએ ઢાંકવી નહિ. અને પોતાની ભૂલનું ફળ બીજા કોઇને ન આપતા પોતેજ ભોગવવું.

## પાઠ ૧૫ મો.

| | | |
|---|---|---|
| તકતો—આરસો | શણગારવી—લુગડાં ઘરેણાં પહેરાવી શોભિતી કરવી. | વિવાહમાં—લગ્નમાં |
| ઝૂટપડાવી—ઝૂટાલીધી, ભૂલથાપ ખવરાવીને લઇ લેવુંતે | ફુટીબદામ—ભાગેલીબદામ (ભાંગછોડાં) | હળીમળીને—સંપીને |
| સરીપડયો—પડીગયો | સરસ—સારૂં | શોક—દિલગીરી |
| બરડ—ઝટ ભાગીજાય તેવું | કબાટ—લાકડાની ઉભી મોટી પેટી | બળવંતા—બળવાળા |
| ખેચતાણ—ખેંચાખેંચ | સહીઅરો—સોબતમાં રમનારી | સદા—હમેશા |
| કાયર—હેરાન | | દાહડા—દિવસો |
| પજવે—દુઃખદે | | લેશ—લગાર |
| વેળાસર—વખતસર | | કલેશ—કંકાસ |

સાર—ભાઈ ભાડુઓએ હંમેશા સપસપીને રમવું. એક બીજાની સાથે કજીઓ કંકાસ કરવો નહિ. સંપીને રહેવાથી હમેશા આનંદ રહે છે અને લડવાથી લોકમા આબરૂ ઓછી થાય છે, નિંદા થાય છે, અને આનંદનો નાશ થાય છે માટે દરેકે સપથી રહેવું.

## પાઠ ૧૬ મો.

| | | |
|---|---|---|
| પૂર્વ—સૂર્ય ઉગેછે તે દિશાનુ નામ | ગણુકાર્યું—માન્યુ | ગોદમા—ખોળામા |
| તરફ—ભણી | ફેંકીદઇ—નાખીદઇ | મધુર—મીઠું |
| નાનકડા—નાના | રોણુ—રડવાનું | હાલરડું—હાલા |
| ધર્યા—રાખ્યા | જારીરાખ્યું—ચાલુરાખ્યુ | ઝોડઝપટ—ભૂત |
| ગભરાટમાં—ફિકરમાં | ખીજવાયા—ચીડવાયા | જંત્ર—તાવિત |
| તરેહતરેહના—જાતજાતનાં | રડપરચઢયાછે—રડવા લાગ્યાછે | |

સાર—બાળકની હઠ કેવી હોય છે તે સમજાય છે. બાળક જે વસ્તુ માગે છે તે વસ્તુ મળ્યા સિવાય પોતાની હઠ છોડતું નથી.

## પાઠ ૧૭ મો.

| | | |
|---|---|---|
| જોડું-બે પુરૂષનું એ-કઠું નામ જોડું કહેવાય છે | આંગણામાં-બારણામાં | અભાગણી-બેશરમા |
| | મહેર-કૃપા, મહેરબાની | ગ્યની |
| | પારણામા-મેડીઆમા | બચાવનારને-ઉગારના-રને |
| પરવારી-પૂરૂં કરી | નોળને-નોળવાને | |
| ભક્તિ-સેવા | ગુસ્સો-ક્રોધ | જાન-જીવ |
| ગુજરાન-ખાવાનું, પોષણ | પસ્તાઇ-વિમાસી | ભલેરા-સારા |
| | મૂર્ખ-બેવકુફ | |

**સાર**—કોઇપણ કામ કરતા પહેલા પુરો વિચાર કરવો. વિ-ચાર કરીને સારૂ નરસુ શોધી કાઢી સારૂં લેવુ નઠારૂં છોડી દેવું. કારણકે વિચાર્યા વગરનું કામ કરવાથી પાછળથી પસ્તાવું પડે છે.

## પાઠ ૧૮ મો.

| | | |
|---|---|---|
| સંદેશા-ખબર | છાપું-છપાયલું વર્તમાન પત્ર | અવાજ-શબ્દ |
| લાડ ગતો-લગડાતો | | પંપાળીને-હાથફેરવીને |
| માયાળુ-માયાવાળા | પસંદ-ગમતી | નજીક-પાસે |
| હુંફાળુ-ગરમીવાળુ | સિસોટી-સિતકારી, | કેળવ્યો-કેળવણીઆપી |

**સાર**—કુતરા પણ બુદ્ધિશાળી અને ધણીનુ મન સમજી શકે તેવા હોય છે. માણસને વાચાછે અને કુતરાને તે નથી છતા પણ તે માણસના ઉપયોગી ઘણા કામો કરી શકે છે તેથી હાલ ઘણા રૂપીઆ ખર્ચી કુતરા પાળીને કેળવે છે.

## પાઠ ૧૯ મો.

| | | |
|---|---|---|
| રીતસર-નિયમ પ્રમાણે | ઢીમણું-વાગવાથી જે ઢેકો થાય છે તે | હીંચતા-હીંચકાખાતા |
| હિંચોળે-હિંદોળે | | સાથીએ-સોબતીએ |
| ખસેડી-આઘો કાઢી દૂર કરી | કને-પાસ | ભલા-સારા |
| | હડસેલી-ધકેલી | પાડ-ગુણ, ઉપકાર |

સાર—સારી અથવા નઠારી જે ટેવ પડી હોય તે જતી નથી અને ટેવ ઉપરથી ગુણ બંધાય છે. તોફાની છોકરાં પોતાનો ઘણો ખરો વખત માત્ર તોફાનમાંજ ગાળે છે. જ્યારે સારાં છોકરાં તેનો ઉપયોગ બીજાંને મદદ કરવામાં કરે છે. બધાંએ સારા થવાની જરૂર છે. જેમ બને તેમ બીજાના ઉપર ઉપકાર તેમનું ભલું કરવું.

## પાઠ ૨૦ મો.

| | | |
|---|---|---|
| ખત—કાળજી | નીકુંવરીઓ | માફ—ક્ષમા |
| આરબ—અરબસ્તાનનો | તહેનાતમાં—હજુરમા | ગુનો—વાંક |
| રહેવાશી | હેતભાવથી—પ્રીતિથી | વહાલ—હેત |
| દેખાવડો—શોભીતો | છોકરવાદી—છોકરાપણું | આફાપર—અધિકારપર |
| નીમણુકની—નક્કીકરેલી | ફરમાવશો—કહેશો | હેયાન—મનના |
| શાહજાદા—પાદશાહના | સમજુતી—સમજણ | રદ—નકામી |
| કુંવરો | ફરજંદોને—છોકરાને | |
| શાહજાદીઓ—પાદશાહ- | અલ્લાએ—પરમેશ્વરે | |

સાર—જે માણસ પોતાના છોકરા ઉપર પ્રીતિ રાખી શકે તે બીજાનાં છોકરા ઉપર પણ રાખી શકે જે પોતાનાં છોકરાથી વેગળા રહે તે બીજાની સાથે તો કેવીજ રીતે મળેલા રહે અમલદારોએ રૈયતને છોકરાની પેઠે પાળવી જોઇએ. એવા ગુણ વાળા પાદશાહને ધન્ય છે.

## પાઠ ૨૧ મો.

| | | |
|---|---|---|
| ટેકાદળીઆવાળી—ખાડા | ચોકખુ—પીવાલાયક,સાફ | ધોરી—મોટા |
| ટેકરા વાળી | દુઆ—આશિષ | લાભ—ફાયદો |
| ખોંખારો—અવાજ | દઇશ—આપીશ | |
| આડે—અવળે | લંગડો—પગભાગીગયેલો | |

સાર—આંધળા માણસને પણ દિવસ અને રાત્રિની ખબર પડે છે. બધા પ્રાણીઓનુ હાલવું ચાલવું અને બોલવું શાંત થાય એટલે જાણે છે કે રાત પડી અને પ્રાણીઓનું હાલવું ચાલવું અને બોલવુ થાય એટલે દિવસ થયો એમ સમજે છે.

આંધળા અને લંગડા માણસે કેવી રીતે પોતાનો જંગલમાંથી એક બીજાની મદદ લઇને શિકારી પ્રાણીઓથી બચાવ કર્યો તેજ પ્રમાણે આપણે પણ એક બીજાની મદદ લેઇને કામો કરીએ તો સહેલાઇથી અને થોડી વારમાં થાય છે

## પાઠ ૨૨ મો.

| | | |
|---|---|---|
| પડછાયો—ઓળો | માટે બાંધેલોરસ્તો | સામેપાર—સામેકનારે |
| ભાગોળ—ગામની બહાર | જરા—સહેજ | મુઓ—મર્યો |
| ની ખુલ્લી જગા | થાક—વિસામા | દાનત—ઇચ્છા |
| થોકીગ—બટકીશ | અદેખો—ખારીલો | ગુમાવ્યુ—ખોયું |
| કુંકો—ડેંકો | લાભી—લાલચુ | તાકે—ઇચ્છે છે, |
| પૂલ—નદીઓળંગીનેજવા | ફાફા—બાચોડીયાં | ગુમાવછે—ખુએછે |

સાર—આપણી પાસે જે હોય તેથી વધારે મેળવવાની ઇચ્છા રાખવી નહિ. કારણકે તેમ કરવા જતા વખતે પોતાની પાસે જે હોય તે પણ ખોવુ પડે છે.

## પાઠ ૨૩ મો.

| | | |
|---|---|---|
| અસલના—પહેલાના | કરનાર | વા હાલ્યોછે એવા |
| ખરીદકર્યું—વેચાતુંલીધુ, | બકરૂ પડાવી લેવાનો | મુર્ખ—બેવકુફ |
| કીમત આપીનેલેવુ | વીચાર કર્યો-કીંમત | સંદેહ—વહેમ |
| તે વેચાતું લીધુ | આપ્યા સિવાય છેતરીને | દરકાર—ગરજ |
| કહેવાય | લઇ લેવાનો વિચાર કર્યો | ઠાવકુ—ડહાપણે, સાવધ |
| વાટમ—રસ્તામાં | અચરજ—નવાઇ | શિકારી—જાનવરોમારનાર |
| ઠગ—છેતરી લેવાનુ કામ | હડખાએલા—જેનેહડખ | ભરોસો—વિશ્વાસ |

સાર—ઠગ લોકો બીજાને છેતરવા માટે કેવા ઢોંગ કરે છે પોતે નજરે જે જોતા હો તેથી ઉલટુ જો કોઇ લુચ્ચો તમને કહેતો તેના ઉપર વિશ્વાસ રાખશો નહિ, પણ તમારા જોવામા કંઇ ભૂલ થતી હોય અને તે સંબધી જો કોઇ સારો માણસ તમને કહે તો તે માનવું જોઇએ.

## પાઠ ૨૪ મો.

| | | |
|---|---|---|
| ફક્ત—માત્ર | ચટાપટા—આડાઉભાપાટા | યાદ—શરત |
| ગોળમટોળ—ગોળઘાટનો | ગમ્યો—પસંદ પડયો | ભરોસા—વિશ્વાસ |
| ચળકતો—ઝગઝગતો | રૂપાળો—સારો; સુંદર | શિખામણ—સમજણ |
| તરેહ તરેહના—જાતજાતના | છીનવી—પટાવી | |
| | ઠીક—સારૂ | |

સાર—કોઇને પૂછયા વિના કે કહ્યા વિના તેની વસ્તુ છાની માની લેવી તે ચોરી કહેવાય છે.

ચોરી કરનારને ચોર કહે છે.

ચોરી કરવાથી લોકો વિશ્વાસ રાખતા નથી, અને સરકાર શિક્ષા કરે છે માટે ચોરી બિલકુલ કરવી નહિ. બીજાની વસ્તુ જોઇતી હોય તો તેને પૂછીને લેવી

## પાઠ ૨૬ મો.

| | | |
|---|---|---|
| આરબ—અરબસ્તાન દેશના લોકોને આરબ કહે છે | હાલત—દશા | વહાલનેલીધે—હેતને લીધે, પ્રેમને લીધે |
| છૈયે છોકરે ભરપુરહતો—છોકરા ઘણા હતા | બગડતી—ખરાબ થતી | કપરા—આકરા |
| ભરપુર—પુરેપુરો | ખૂબસુરત—રૂપાળો,સુંદર | લાચાર—ગરીબ |
| પૈસેટકે ખાલી હતો—પૈસા નહોતા | ઉમદા—શ્રેષ્ઠ | બરાબર મૂલલઇ—વાજબી કીંમત લઇ |
| ધીમે ધીમે—હળવે હળવે | દેશાવરથી—પરદેશથી. | બરદાસ—ચાકરી |
| | પસંદકીધો—ગમવાથી રાખવામાટે નક્કી કર્યો | પરવડે—ફાવે |
| | માગ્યો—વેચાતો લેવાના અર્થમા છે | ફેંકીદીધા—નાખીદીધા |

સાર—પ્રાણીઓના ગુણને લીધે માણસો તેમના ઉપર કેટલી પ્રીતિ રાખે છે તે આ પાઠમાં બતાવ્યું છે.

## પાઠ ૨૭ મો.

| | | |
|---|---|---|
| ઝરો—પાણીનું વહેણ | કુમળા-નાજુક | વટાવી—ઓળંગી |
| પડછાયો—ઓળો. | બબડાવવું—મ્હોંમેથી બો- | ચોપાસ—ચારેબાજુ |
| શીંગડાનોભરાવ—શીંગ | લવું | ફેલાએલી-પથરાયેલી |
| ડાનો જથો | ચમકી-ઝબકી. | ખડખડાટ—અવાજ |
| નજર—દૃષ્ટિ | છલંગ—કૂદકો. | સંકટમાથી—દુઃખમાંથી |
| નારાજ—નાખુશ. | પારધીઓ—શિકારીઓ | બચાવ્યુ—ઉગાર્યુ |
| બડબડવા નકામુ બોલવા | ફેંડો—પાછળ પડવું,પાછો | મોહી—લલચાઇ. |
| સુંદર—સારૂ | પાધર—ખુલ્લી જગ્યા. | ફસાવી-સપડાવી. |

સાર—નજરે જોયેલી વાતો પણ કેટલીક વખતે ખોટી પડે છે તો જોયા વગરની અથવા વિચાર્યા વગરની કોઇપણ વાત વિષે સારો અથવા ખોટો અભિપ્રાય એકદમ બાંધવો નહિ પુરો વિચાર કરીનેજ તે વસ્તુને વખાણવી કે નિંદવી

## પાઠ ૨૮ મો.

| | | |
|---|---|---|
| ઇચ્છા—આશા. | માથી પતાળીને | પ્રધાનનું—દિવાનનું |
| બચાવવા—ઉગારવા | ગાળી કાઢેના | આગણે—બારણે |
| રંગરેજ—રંગવાનુ કામ | પીગાર ગનુપાણી | ધગધગતા—ધીકતા |
| કરનાર,ભાવસાર | ગભરાટ—ગભરામણ | બુરા—નઠારા. |
| જરદી—કસુંબીના ફુલ | વનનો—જંગલ ।. | હાલ—દશા |

શિયાળ, વરૂ અને કૂતરા એકજ જાતના પ્રાણી ગણાય છે.

સાર—ઇશ્વરે દરેકને જે સ્થિતિમાં જન્મ આપ્યો હોય તેમાં સંતોષ માનવો. તે સ્થિતિમાથી સારા થવા પ્રયત્ન કરવો. પણ એકદમ ઉંચી સ્થિતિમા જવા મહેનત કરવાથી પોતની જાતને

કેવું નુકશાન થાય છે તે આ નકલ કરનાર શિયાળની વાત શીખ્યાથી સમજાશે.

સંતોષ માનવાને એવી રીતે છે કે—જે લોકો આપણા કરતાં સારી સ્થિતિ ભોગવતા હોય તેમનો વિચાર ન કરવો,—પણ જે આપણા કરતાં હલકી સ્થિતિ ભોગવતા હોય તેમનો વિચાર કરવો.

## પાઠ ૨૯ મો.

| | | |
|---|---|---|
| લગ્ન—વિવાહ, પરણવાનું | નડવા—પીડવા, દુઃખદેવા | શેખી—પતરાજી. |
| વરા—ખર્ચ | લેખવેછે—ગણેછે | રંક—ગરીબ |
| મળાપ—ભેગુ થવું | મોંઘેભાવ—વધારેકીંમતે | ચાહેછે—ઇચ્છેછે |
| ચડભડી—બડબડા | ખપ—જરૂર | ભારેખમ—વધારેમોઘ |

સાર—દુનિયામાં સારા કહેવડાવવું હોય તો અભિમાન રાખવું નહિ, પણ નમ્રતા રાખવી નમ્રતા રાખવાથી ઘણા માણસો બોલાવશે અને ભાવ પૂછશે. સોંઘી વસ્તુઓ ગરીબમા ગરીબ માણસ પણ લઇ શકે છે. મોંઘી વસ્તુઓ શ્રીમંતજ લઇ શકે છે, શ્રીમંત થોડા હોય એટલે મોંઘી વસ્તુઓ વાપરનાર થોડા. સોંઘી વસ્તુઓના લેનાર વધારે મળે છે. માટે સારા કહેવડાવવા માટે અભિમાન વિનાના નમ્રતાવાળા રહેવું. કે જેથી બધા માણસો માન આપે અને બોલાવે.

## પાઠ ૩૦ મો.

| | | |
|---|---|---|
| આપકર્મી—પોતાનાકર્મ ઉપરજ આધાર રાખનાર. | પર્વ—તહેવાર | તક—લાગ, દાવ |
| બાપકર્મી—બાપના કર્મ ઉપરજઆધારરાખનાર. | તરાપ—કૂદકો | અભેસિંગ તક જાઇઘોડો |
| તીર્થ—જાત્રા | સેનાનો—લશ્કરનો | ફેંકયો—અભેસિંગે લાગ જોઇ ઘોડો ચલાવ્યો |
| વતન—જન્મભૂમિ | સમ—વખતે | નાસભાગ—નાસાનાસ |
| ભાભી—ભાઇનાંવહુ | લુણ—મીઠું, આજગાએ અન્નનો અર્થ છે. | દુશ્મન—શત્રુ |
| | પ્રાર્થના—સ્તુતિ | ફતેહ—જય; જીત |
| | ફરફરતાં—ઉડતાં | રાજપાટ—રાજગાદી |

સાર—પોતાની જાતે મહેનત કરવાથી માણસ ભાગ્યશાળી થઇ શકે છે તે અબેસિંગની વાતથી જણાય છે. આપણામા કહેવત છે કે હરકત ત્યાં બરકત જાતે કરેલી મહેનતમાં જેટલુ ફળ થાય છે તેટલું પારકાના તરફથી મળેલામા ફળ નથી માટે બીજાના ઉપર આધાર ન રાખતાં પોતાની જાત ઉપર આધાર રાખી મહેનત કરવી.

## પાઠ ૩૧ મો.

| | | |
|---|---|---|
| તાજે—મસ્ત. | તડુકતો—ભડુકતો | ગજાઉપરાત—શક્તિ ઉપરાત |
| લહેરથી—મોજાંથી | મમતે—ચડમે | |

સાર—પોતાની શક્તિ ઉપરાંત કોઇ કામમાં વધારે મમત રાખવો નહિ, શક્તિ ઉપરાંતનું કામ કરવાથી પોતાની જાતનો નાશ થાય છે. માટે પોતાથી જેટલુ બની શકે તેટલુંજ કરવાનુ માથે લેવું બીજાની બરાબરી કરવા એકદમ માથુ મારવુ નહિ

## પાઠ ૩૨ મો.

| | | |
|---|---|---|
| લપસી—ખસી | ખાદીના-ગજીઆના | વાક—ગુન્હો. |
| ખરડાયા—બગડયા | મલમલ—એક જાતનુ ઝીણું લૂગડુ | બેદરકાર—ગરજવગરને |
| ઉપકારનુ—ગુણનુ | | લાભ—ફાયદો. |
| યાદ—શરત | સાહુકારનો-ગૃહસ્થનો | |

સાર—શરીર ઉઘાડુ ન રાખતા તેના ઉપર બરાબર કપડાં પહેરવા અને તે ધોયેલા અને સાફ રાખવા કમને બુદન ખુલ્લા રાખવા નહિ ઋતુ ઋતુ પ્રમાણે કપડા પહેરવાં.

## પાઠ ૩૩ મો.

| | | |
|---|---|---|
| ભાઇબંધી—મિત્રાચારી | પસદ—ગમતી | હમણાજ—હાલજ |
| જડતોનહોતો—મળતો નહતો | ડરવા-બીવા | નિશાનીઓ—એંધાણીઓ |
| | આસપાસ—આજુબાજુ | ઢુકડુ—નજીક |
| દેશાવર—પરદેશ | પાડોશમા—નજીકમાં | ખંતીલાં—મહેનતુ |

સાર—ઇશ્વરે આપણને જોવા માટે આંખ આપેલી છે. તે આંખનો દરેક વસ્તુને તપાસી જોવામાં ઉપયોગ કરવો જોઇએ જતા આવતાં કે રસ્તે ચાલતાં જે જે જોવાનું મળે તેનો બારીકાઇથી તપાસ કરવો

# બીજી ચોપડી ભાગ-૨.

## પાઠ ૩૬ મો.

| | | |
|---|---|---|
| છેકજ—તદ્દન | ધ થાય છે | ઓળખવી—સમજવી |
| આથમેછે-દેખાતો બં- | ઓળો—પડછાયો | જાણવી |

દિશાઓ મુખ્ય ચાર છે ૧ પૂર્વ, ૨ પશ્ચિમ, ૩ ઉત્તર, ૪ દક્ષિણ.

પૂર્વ—જે દિશાએ સૂરજ ઉગે છે તે ઉગમણી અથવા પૂર્વ દિશા કહેવાય છે.

પશ્ચિમ—જે દિશાએ સૂરજ આથમે છે તે આથમણી અથવા પશ્ચિમ દિશા કહેવાય છે.

ઉત્તર—પૂર્વદિશા તરફ મોં કરી ઉભા રહેતા ડાબાહાથ તરફની દિશા તે ઉત્તર કહેવાય છે.

દક્ષિણ—પૂર્વદિશા તરફ મો કરી ઉભા રહેતા જમણા હાથ તરફની દિશા તે દક્ષિણ કહેવાય છે.

પૂર્વ અને પશ્ચિમ સામસામી આવે છે.

ઉત્તર અને દક્ષિણ સામસામી આવે છે.

દિવસે સૂર્યથી દિશાઓ ઓળખી શકાય છે પણ રાતે ઉત્તર દિશા તરફ એક સ્થિર તારો હોય છે જેને ધ્રુવ કહે છે તેનાથી દિશાઓ ઓળખી શકાય છે, જે દિશાએ એ તારો છે તે ઉત્તર દિશા અને તેની સામેની તે દક્ષિણદિશા કહેવાય છે. એ ધ્રુવના તારા

તરફ મોં કરીને ઉભા રહેતાં જમણા હાથ તરફની દિશા તે પૂર્વ અને ડાબા હાથ તરફની પશ્ચિમ દિશા કહેવાય છે.

## પાઠ ૩૭ મો.

બેસતુંવરસ—કારતકશુદી પડવાને દિવસે આવે છે.

સાથીઆ— આવા જુદી જુદી જાતનાં ચિત્ર આંગણામાં કંકુ વગેરેથી જમીન ઉપર કાઢે છે તેને સાથીઆ કહે છે

સરસ-સારો
મધ્યમા-વચ્ચે
કસરતશાળા-કસરત કરવાની જગ્યા
લંબચોરસ-લાંબોચોખુણ
બાગ-બગીચો, વાડી

## પાઠ ૩૮ મો.

સ્ટેશન—આગગાડી ઉભી રહેવાનું સ્થળ
ડગલાં—પગલા
બમણું—બેગણું
આગગાડીનુંમથક—આગગાડી ઉભી રહેવાનું રેલ્વે સ્ટેશન.
ગોચર—ચરો, ખુલ્લીજગ્યા

## પાઠ ૩૯ મો.

વર્ગ-કલાસ
ગામબહારનીસેલ—ગામબહારની મઝા
વગડામાં—ગામ બહારની ખુલ્લીજગામાં
ખૂશ-રાજી
પોપડાતરફ—ચરા તરફ, ઘાસનાબીડતરફ
વળ્યા—ચાલ્યા
નિચાણ—નીચીજગા
મેર—તરફ
ઇશાન—પૂર્વ અને ઉત્તરદિશા વચ્ચેના ખુણાને ઇશાન ખુણો કહે છે.
મઝા -આનંદ
ભાઠું—નદી કાંઠા ઉપરની પાણી વગરની રેતી વાળી જગાને ને ભાઠું કહેવાયછે
વહેણ—વહન
ચાલાક—હોશિયાર.
પારથી—કિનારેથી
કયારડા—ખેતરો (નીચાં)
સુગમ-સહેલું
મસ-વધારે

ડાંગરને પાણી વધારે જોઇએ છે માટે ડાંગરને માટે બીજાં અનાજનાં ખેતરો કરતાં ઉંડાં પાણી ભરાઇ રહે તેવાં ખેતરો જોઈએ છે.

## પાઠ ૪૦ મો.

સાંજે ખાવું તે વાળુ કહેવાય છે.
બપોરે ખાવું તે જમવું કહેવાય છે.
અને સવારમાં ખાવુ તે હાજરી કહેવાય છે.

મોસાળ—માનું પીયેર, માનાબાપ ભાઇનું ગામ.
મામા—માનાભાઇ
ચોરો—સરકારી નોકરોને જમાનના સરકારના પૈસા ઉઘરાવવા વગેરે માટે બેસવાનું મકાન
મુખી—પટેલ, ગામના રક્ષકનું કામ કરનાર.
ગંધ—વાસ, સોડ
મામલતદાર—તાલુકાનો ઉપરી, વહીવટદાર
રાવણીઆ—વરતણીઆ
તાલુકે—મહાલમા.
તલાટી—ગામનારૂપીઆ ઉઘરાવવાનું કામ કરનાર.
હુંડી—મનીઓર્ડર; પરદેશથી ટપાલખાતા મારફત જે રૂપીયા આવેતે
ટપાલ—કાગળો વહેંચવાનું કામ કરનાર
ગેરહાજર—હાજરનહિતે
દાક્તર—ઇંગ્રેજી દવા કરનાર વેધ

## પાઠ ૪૧ મો.

ઓનેરી—સોનાનાજેવો
ધમધમતા—ધીકતા
ધંધે—કામે
કલોલ—આનંદ.મઝા
ખોરાક—ખાવાનું
વનસ્પતિ—ઝાડછોડ વગેરે
ખીલતી—ફુલતી
ખીલેલા—ફુલેલા
ઠંડા—ટાઢા
લહેર—મોજાં
જન—માણસ
નરમ—ધીમો
આખર—છેવટે
ચોતરફ—ચારેબાજુ

સૂરજ ઉગે તે વખતને સવાર કહે છે, સૂરજ માથે આવે તેને મધ્યાન્હ કહે છે, અને સૂરજ આથમે તે વખતને સાંજ કહે છે.

સવાર થાય એટલે દરેક માણસ પોત પોતાને અનુકૂળ ધંધે-કામે લાગે છે, અને સાંજ થાય એટલે ધંધેથી ઘેર આવી વાળુ કરી રાતના વખતમાં વિસામો લેવા સૂઇ જાયછે.

## પાઠ ૪૨ મો.

| | | |
|---|---|---|
| પવનજોરથીફુંકાયછે—વા જોરથી વાય છે | પાન—પાંદડા | ધાન્ય—અનાજ |
| ગુંગળાઇ—અકળાઇ | ઝપાટો—સપાટો. | કચરો—બગદો |
| | ઘસડી—ખેંચા | અકળામણ—ગભરામણ |

પવન જ્યારે હાલે ચાલે નહિ ત્યાર તેને હવા કહેછે, જ્યારે તે હાલે ચાલે છે ત્યારે તેને પવન કહેછે, અને અતિશય જોરથી જ્યારે પવન વાય ત્યારે તેને વાવાઝોડું કે વંટોળીઓ કહે છે

જો હવા ન હોય તો આપણે મરી જઇએ હવાથી પ્રાણીઓ જીવી શકે છે.

પવનથી—દરીઆનાં વદળા જમીન ઉપર ખેંચાઇ આવી વરસાદ પડે છે, વરસાદથી ખેતી સારી થઇ અનાજ પાકેછે, અને અનાજ પાકવાથી આપણે જીવી શકીએ છીએ. પવનથી વહાણો ચાલે છે રસ્તા સાફ થાય છે, અને ફુલોમાથી સુગધીદાર હવા બધે ફેલાય છે

## પાઠ ૪૩ મો.

| | | |
|---|---|---|
| ગમશે—પસંદપડશે; ફાવશે | ઝાંખો—મેલાર ગનો | વેહ—કાણાં |
| કણ—રજકણ,ઝીણાદાણા | ચૂરો—ભૂકો | છિદ્રો—કાણાં |
| પીગળતો—ઓગળતો | કોલ—કેલ, ગાર | ચાંચવા—અણીવાળા કોદાળા |
| ચૂસી—ખેંચી. | કહાણી—કથા | |
| નિર્દય—દયાવગરના | જંતુઓ—જીવડાં | |
| | બારીક—ઝીણા | |

## પાઠ ૪૪ મો.

| | | |
|---|---|---|
| ધંધો—રોજગાર | બેમળીને બેડું થાય છે | થર—પડ |
| બહેર—બહેરાટ | માજીએ—અજવાળીએ, ઘસીએ | ટંકશાળ—નાણું બનાવવાની જગા |
| લોટા—કળસીયા | બાઝેલો—વળગેલો | |
| બેડું—દેગડું અને ઘડો | | |

## પાઠ ૪૫ મો.

પિત્તળ—એ મિશ્ર ધાતુ છે તે જસત અને તાંબાની મેળવણીથી થાય છે.
ખૂમ—મહુ
મઝાગરાં—મરડવાં
તાસકો—ઢાંકણાં
સરતુ—સાધું
ઇનામ—બક્ષિસ

## પાઠ ૪૬ મો.

બજાર—ચૌટું
કુમળું—કુણું
ચરાઉ—ચરીને પેટ ભરનાર, ફરનારા
ગંજી—ઢગલો
સુગંધ—સારી વાસ
ખુજળી—ખસ, દાદરના રોગ તે ખુજળી
અત્તર—સુગંધીદાર સત્વ
ફેલાય છે—પથરાય છે.
જડ—જડીઉં
ઉપલાણે—ઉંચી જગાએ
ચમરી—ફુમતું
પાણીવાટ—પાણીને જવાનો રસ્તો

મૂંજ—સરકટોની પાદડી પત્તાળી કૂટીને વણે તેને મૂંજ કહે છે. મૂંજનું ખાટલે ભરવાતું વાણું થાય છે.

## પાઠ ૪૭ મો.

જારનો સાંઠો—જારનું રાડું
સળંગ—આખી.
પેર—પીરાઇ
શેરડીની પીરાઇને કાતળી કહે છે
પૂરીને—નાંખીને
બાવટાનું બીજું નામ નાગલી છે
મહીકાંઠો—મહીનદીનો કિનારો
બીડમાંથી—ઘાસના પડતરમાંથી
છડીને—ખાંડીને
સૂકાઇ ગયેલા ઘાસને ખસલી કહે છે.

## પાઠ ૪૮ મો.

ખેડુત—ખેતી કરનાર
સખત—આકરી
મજુરી—મહેનત.
એકસામટું—એકસરખું
ખાયું—ખાવાનું
ભાણુ—સૂર્ય
કોઢ—ગાય, બળદ, ભેંસો વગેરેને બાંધવાની જગા
નીરૂં છું—નાંખું છું
કૌવતવાળુ—જોરવાળું; શક્તિ વાળું
આળસુ—સુસ્ત
સેડ—છેડ
ધુસરી—ઝુંસરી
તાત—બાપ

અરે ખેડુત તું ખરેખર જગતનો બાપ ગણાયોછું. કારણકે બાપ જેમ છોકરાંનું ભરણ પોષણ કરે છે તેજ પ્રમાણે આ બધા સંસારને તું પાળતો જણાય છે. મતલબકે તું અનાજ પેદા કરે છે. તેથી તે લેઇને ખાઇને આ બધો સંસાર જીવી શકે છે. જો ખેડુત ખેતી કરી અનાજ પેદા કરે નહિ. તો માણસોને ખાવાનું મળત નહિ અને તે મરી જાત.

## પાઠ ૪૯ મો.

| | | |
|---|---|---|
| ટાંકણે–ટાણે. વખતે | ફરતી–ચારેબાજુ | સદા–હંમેશા |
| પાલવાળા–કિનારવાળા | લીલાછમ–ઘણાલીલા | |

## પાઠ ૫૦ મો.

| | | |
|---|---|---|
| કોલુ–શેરડી પીલવાનો કોલ. | પેરવાળી–પીરાઇવાળી પાણી પાયેલા ખેતરને પોત કહે છે. | ડુક્કર–ભૂંડ |
| પદછા–પાંદડા | | પાકટ–પાકી |
| પુષ્કળ–ઘણું | તરકારી–શાકભાજી | ઘટ–જાડો |

## પાઠ ૫૧ મો.

| | | |
|---|---|---|
| તકરાર–ટંટો | ઉજળો–સ્વચ્છ | ઉપયોગી–ખપની |
| ધીમાં–હળવાં | સફેદી–ધોળાપણું | પૈસાદાર–પૈસાવાળા |
| પોચો–નરમ | નકામા–ફોગટ | ખપ–કામ |

## પાઠ ૫૨ મો.

| | | |
|---|---|---|
| મધમાખ–મધકરનારીમાખ | ઇચ્છા–આશા | રક્ષણ–પોષણ |
| કામળો–ઓરો | પંડે–પોતે | ચોકખા–સ્વચ્છ |
| પારકો–પરાયો | હુકમ–આજ્ઞા | જંતુ–જીવડાં |

## પાઠ ૫૩ મો.

| | | |
|---|---|---|
| શેખ-મુસલમાનોમાં એ-ક અટકછે | ભિંજાતુ-ભીનુંથતુ | ધસીને-દોડીને |
| બતક-એકજાતનુંજાનવર | નબળી-બળવગરની | ધપે-કામે |
| ચીકટ-ચીકાશ | અણીદાર-અણીવાળી | |
| | જાળવેછે-સાચવે છે | |

## પાઠ ૫૪ મો.

| | | |
|---|---|---|
| રઝળીને-રખડીને. | બો-બીક | લાગ-દાવ |

## પાઠ ૫૫ મો.

| | | |
|---|---|---|
| દેખાવ-ઘાટ | ઝડપથી-ઉતાવળથી | ણુને જાણનાર |
| સુંદર-સારો | મજલ-રસ્તો | પ્રીતિ-હેત |
| ગરદન-પીઠ | પાણીદાર-પાણીવાળું; શક્તિવાળુ | જીન-સાજ |
| નફ્ફટ-કઠણ | અરબી-અરબસ્તાનના | બરદાસ-ચાકરી |
| સપાટ-સરખી | નીમકહલાલ-કરેના ગુ- | |
| તીણા-ઝીણા | | |

## પાઠ ૫૬ મો.

| | | |
|---|---|---|
| નાળબંધ-નાળબાંધનાર, નાળજડનાર | ખોખારેછે-હણહણેછે | તબેલો-જાનવરોબાંધ-વાની જગા |
| ફેર-તફાવત | અડીઅલ-અટકણુ | |
| ઝુમખો-જથો | ઠોઠ-મૂર્ખ | |
| | ચાલાક-હોંશિયાર | |

## પાઠ ૫૭ મો.

| | | |
|---|---|---|
| તફાવત-ફેર | ભવાં-ભમર | વાંસો-બરડો |
| હડપચી-દાઢી | પાતરા-પાંદડા | |

## પાઠ ૫૮ મો.

| | | |
|---|---|---|
| આકાર-ઘાટ | સ્વાદ-રસ | ધબાકો-અવાજ |
| વાસ-ખોડ | ફીકર-ચિંતા | લીસું-સુંવાળું |

## પાઠ ૫૯ મો.

| | | |
|---|---|---|
| રંગરેજ—ભાવસાર; રંગનારા | ભાત ભાતના—જાત જાતના | ખુલતો—ઉઘડતો |
| નજીક—પાસે | છુટી—રજા | કેસરીઓ-નારંગી |

મૂળ રંગ ત્રણ છે. ૧. લાલ ૨. પીળો ૩. વાદળી

બાકીના બધા રંગો મિશ્ર રંગ કહેવાય છે કારણકે તે જુદા જુદા રંગોના ભેગા કરવાથી થયેલા છે.

## પાઠ ૬૦ મો.

| | | |
|---|---|---|
| ડીલ—શરીર | રંગદાર—રંગવાળાં | ગરજ—દરકાર |
| દોશીવાણીઓ—કાપડનો ધંધો કરનાર | પંખી—જેને પાંખોછે એવાં જાનવર | |

કપડાંથી શરીરનું રક્ષણ થાય છે ટાઢ તાપ અને શરદી થતી નથી માટે કોઇએ ઉઘાડા ફરવું નહિ.

જાનવરોને કપડાંની જરૂર પડતી નથી કારણ કે તેમના શરીર ઉપર પરમેશ્વરે વાળ, રૂવાં, પીછા વગેરે કરેલા છે જે લુગડાંની ગરજ સારે છે તેથી તેમને તાપ, ટાઢ કે શરદી લાગતી નથી.

રૂનાં લુગડા સાધારણ ગરમ છે તે ઉનાળામા પહેરી શકાય.

ઉનના લુગડાં જાને ગરમ છે તેથી ચોમાસામાં અને શિયાળામાં પહેરી શકાય. એ સિવાય, રેશમનાં, ઝાડની છાલનાં, ચામડાનાં પણ લુગડાં બને છે જે બધાંનો ઉપયોગ શરીરનું રક્ષણ કરવામાં થાય છે.

# બીજી ચોપડીની કવિતાના અર્થ.

## પાઠ ૨ જો, સવારનું વર્ણન.

સવારનુંવર્ણન=પ્રભાતની હકીકત
વા'લા=પ્યારા
વાણું વાયું=પરોઢીયું થયુ
મુજ=મારા
વન=જંગલ
વીતો=પુરીથઇ
ઝગઝગાટ=પ્રકાશ, ઉજાશ
દીસ=દેખાય
ભાતભાત=જુદી જુદી જાતના, રંગ બેરંગી
ડોલે=હાલે
મેના=પોપટનીસ્ત્રી
ફુટડા=શોભિતા,રૂપાળા
ઝાંકુ=ઝાખું
મધુર=મીઠું
તેજ=પ્રકાશ
ઉડીગયુ=જતુંરહ્યું
કાળું=ઝાંખું
ખુણાખાચા=છાનીજગ્યા, ખુણાવચાળા
ભક્તજનો=સ્તુતિકરનાર માણસ
ધ્યાન=સ્મરણ
ધરે=કરે
ગવૈયા=ગાયન કરનારા
ગાન=ગાયન=ભજન
દાતા=દેનાર,આપનાર
દીયે=આપે
રૂડુ=સારૂ
દાન=કાંઇ પણ કીંમત લીધા સિવાય અગર લેવાની ઇચ્છા સિવાય આપવુ તે
મુલ્લા=મુસલમાનના ગુરૂ
બાગ=બંદગી, નિમાજ; સ્તુતિ, પ્રાર્થના
તણો=નો
ઉદય=પ્રકાશ
અંધકાર=અંધારૂં
ભ્રમર=ભમરા
ગુંગું=ગણગણાટ
પત્ર=પાંખડીના પાન
ઉમંગી=હોસીલા
પખેરૂ=પક્ષીઓનુંટોળું
વેલી=વેલા
નહિભૂલ=વગર ચૂકે, ભૂલવગર.
તાજા=તરતનાં
તૂલ=પાક, અનાજ
મગન=ખુશી
કેરૂ=નુ
ધ્યાન=ચિત. મન
માત=મા

( ૧ ) હે! મારા વહાલા બાળક તું ( ઉંઘમાંથી ) જાગ (જો) પક્ષીઓ વનમાં બોલે છે. રાત પુરી થઇ અને સવાર થયું છે ને પૂર્વ દિશામા ( સૂરજ ઉગવાથી ) અજવાળું–પ્રકાશ થયો છે. વળી રંગ બેરંગી જુદીજુદી જાતના રંગો દેખાય છે. અને ઝાડનાં પાંદડાં હાલે છે. હે! મારા વહાલા બાળક તું જાગ. (૨) કુકડા–મરઘાઓ

કુકડેકુક બોલે છે અને કાગડા કાકા કરે છે. રૂપાળા મેના પોપટ અને મોર મીઠારાગથી બોલે છે. હે ! મારા૰ (૩) (સૂર્યના ઉગવાથી) ચંદ્રમાનું અજવાળું ઝાખું પડયું અને તારાઓનું તેજ દેખાતુ બંધ થયું. ચોરલોકો ( પકડાવાની બીકથી ) ઝંખવાણા થઇ સંતાઇજવા માટે ખૂણા વચાળા ખોળે છે હે ! મારા૰ ( ૪ ) ભક્ત માણુસો ઇશ્વરનું ધ્યાન ધરે છે. અને ગાયન કરનારાઓ ભજન ગાય છે દાતાર (ગૃહસ્થ) માણુસો સારૂં દાન કરે છે. અને મુલ્લાંજી (મસીદમાં) બાંગ પોકારે છે. હે ! મારા૰ (૫) સુરજના ઉગવાથી (પ્રકાશથી) રાતનુ અંધારૂ જતુ રહ્યું. ભમરાઓ ગણુગણાટ કરે છે, અને કમળની–પોયણુની પાખડીઓ ઉઘડે છે હે ! મારા૰ (૬) દિવસ જેમ જેમ ચઢતો જાય છે, તેમ તેમ માણુસો કામકરવાને હોંશીલા થાય છે. આકાશમાં પક્ષીઓનાં ટોળા દોડે છે, અને ઢોરો ખોરાક શોધવામાટે ( ખેતરોમા ) જાય છે. હે ! મારા૰ ( ૭ ) ઝાડ, વેલા, ફળ અને ફુલ એ બધા ધીમે ધીમે જગાપણુ ભૂલ સિવાય ખીલે છે પક્ષીઓ ટોળે મળીને તરતનો પાકેલો ખોરાક ( દાણા ) ખાવાજાય છે. હે ! મારા૰ (૮) (મા પોતાના છોકરાને કહે છે) હે ! બાઇ તુ પરમશ્વરનુ નામ લઇ ઉમગથી ઉઠ અને મન લગાડીને પાઠ કર. હે ! મારા૰

## પાઠ ૫ મો સગત વિષે.

| | | |
|---|---|---|
| સગ=સોબત | ઠરશે=બેસશે | મહેતાના=મહેતાજીના |
| રગ=અસર | રૂડેસગે=મારી સોબતથી | ભાગ્યશાળી=નશીબદાર |
| પેસે=આવે | | વિદ્યા=જ્ઞાન |
| ઠામ=ઠેકાણું | બુરેસગે=નઠારી સોબતે | |
| પ્રેમ=હેત | બુરો=નઠારો | |

( ૧ ) જેને જેવી સોબત હોય છે ) તેને તેવી ( સોબતી જેવી ) અસર થાય છે. જેને જેવી સોબત ( હોય છે ) તેવી

( શોભતીના જેવો ) અસર તેનામાં આવે છે. ( ૨ ) જેને જેવી સોબત, તે તેવાં કામ કરે છે. જેને જેવી સોબત, તે તેવે ઠેકાણે જઈને બેસે છે. ( ૩ ) સારી સોબતથી સારો થાય છે, અને નઠારી સોબતથી નઠારો થાય છે. સારા ( હોંશિયાર ) મહેતાજીની સોબતથી નશીબદાર ( છોકરો ) વિદ્યાભણે છે.

સાર—આપણામાં કહેવત છે કે "સોબત તેવી અસર" એટલે જેવી સોબત હોય છે તેવીજ સોબત કરનારામા અસર-ગુણ આવેછે. એટલે જો નઠારા માણુસની, ચોરી કરનારની, જુઠું બોલનારની વિગેરે જેનામા નઠારી ટેવોછે તેવાની સોબત કરી હોય તો આપણામા પણુ તેવા ગુણુ દાખલ થાય છે, અને જો કોઇ સાચાબોલા અને વિદ્વાન માણુસની સોબત કરી હોયતો તેનામાં પણુ સાચાબોલના અને વિદ્વતાના ગુણુ દાખલ થાય છે માટે દરેક માણસે સોબત કરતી વખતે તેના ગુણુ, રીત રિવાજ વિગેરે જોઇને કરવી

## પાઠ ૧૦ મો ફરી ફરીને કામ કરવા વિષે.

| | | |
|---|---|---|
| જાળ=જાળી, કરોળીઓ જીવડાને પકડવા માટે પોતાના મોઢાની લાળથી જાળી બાંધેછે તેને કરોળિયાનુ ઘર કહે છે | તાંતણે=તારે | બીડયો=માંડયો, મંડયો |
| ભોંય=જમીન | ધાટ=લાગ | વણુમોત=મોતવગર |
| ગભરાય=અકળાય | શરૂકની=ચાલુકરો | નીરધાર=નક્કી |
| હેઠે=નીચે | માટ=માટે | ફરીફરીને=વાર વાર |
| વણુતુટેલે=તુટયાવગરનો | ધીરજ=શાતી | અનંત=ઘણા |
| | ફાવ્યો=ફળીભૂતથયો | યત્ન=મહેનત |
| | કો=કોઇપણ | ચગદાઇ=ક્ષુદ્રાઇ, દબાઇ |
| | ખંતથી=હોશથી | આળસ=એદીપણું |
| | હોશથી=ઉમંગથી, ખંતથી | તજી=છોડીદઇ |

( ૧ ) કરોળીઓ જાળ ( પોતાને રહેવાનુ ઘર ) બનાવતાં ભોંય-જમીન ઉપર પડી જવાથી ગભરાય છે, અને તુટયા સિવાયના તાતણા ઉપર ચઢવા માટે જાય છે.

( ૨ ) તેણે તાંતણા ઉપર ચઢવા માટે મહેનત ચાલુકરી પણ પાછો હેઠે પડયો અને ઉપર ચઢવામાટે કોઇપણ લાગ ફાવ્યો નહિ

( ૩ ) એ પ્રમાણે વારવાર ( ઉપર ચઢવા માટે ) એ ત્રણ વાર મંડયો રહ્યો તો પણ તેમાં નહિ ફાવવાથી ફરીને તૈયાર થયો.

( ૪ ) હિંમત રાખીને હોંશ—ઉમમેર છઠ્ઠીવાર ચઢયો અને ધીરજ રાખી તો જાળ ઉપર નક્કી જઇને પહોંચ્યો.

( ૫ ) જો તેણે હોંશથી વારંવાર મહેનત કરી હોત નહિ, તો ( પ્રાણીના ) પગતળે ચગદાઇને વગર મોતે મરી ગયો હોત.

(૬) એ પ્રમાણે (કરોળીઆની પેઠે) જો માણસો મનમાં ઉમંગ રાખીને આળસ છોડીદઇ મહેનત કરે તો ઘણોજ ફાયદો—લાભ મેળવે.

## પાઠ ૧૫ મો હળીમળીને ચાલવા વિષે.

| | | |
|---|---|---|
| મળી=એકઠા થઇ | સઘળો=બધો | દાહડા=દિવસ |
| બંને=બે | શોક=દીલગીરી | કદી=કોઇદિવસ |
| સંપી=હળીમળી | લાજ=આબરૂ | લેશ=જરા |
| સુખ=આનંદ | ઘટે=ઓછીથાય | કલેશ=કજીઓ |
| ચેન=મજા, ગમત | નિંદે=ભૂંડુ બોલે | હળતા મળતા=સંપીને |
| લડે=વઢે | બળવંતા=જોરાવર | ગીતો=સારાગાયન |

( ૧ ) હે બેન ! આપણે બન્ને જણા જો હળીમળીને રમીએ તો સુખ અને ગમ્મત થાય, પણ જો વઢીએ કે રડીએ તો બધું ઉદાસ—દીલગીરી લાગે અને તેથી આપણી આબરૂ ઓછી થાય અને લોકો આપણું ભુંડુ બોલે.

( ૨ ) હે ! મારા જોરાવર પરમેશ્વરબાપ, તું અમને હમેશા સંપીને રહીએ એવુ આપ, કે જેથી કરીને અમારા દિવસો આનંદમા જાય, અને કોઇ દિવસ જરાપણ કજીઓ—કકાસ થાય નહિ.

( ૩ ) છોકરા હળીમળીને રહેતા હોય, અને કોઇપણ દિવસ વઢતા કે રડતા ન હોય, અને ખાઇપીને ગાયનો ગાતાં ફરતા હોય તો તેઓની મા મનમાં રાજી થાય છે.

## પાઠ ૧૭ મો વગર વિચાર્યું ન કરવા વિષે.

| | |
|---|---|
| વગરવિચાર્યું=વિચાર કર્યા સિવાયનું | પસ્તાય=અફસોસકરે<br>જાન=જીવ |

જે માણસ વિચાર કર્યા સિવાય કામ કરે છે તેને પાછળથી ઘણો પસ્તાવો થાય છે જુઓ કે એવાં ( વિચાર કર્યા સિવાયના ) કામ કરવાથી ઘણા માણસોના જીવ જાય છે.

## પાઠ ૨૫ મો કુહાડી વિષે.

| | | |
|---|---|---|
| બાળ=બાળક, છોકરો | ઝાંપે–ભાગોળે | સદા=હમેશા |
| પિતા=બાપ | નીર–પાણી | ઝુલતા–ઝોકાંખાતા |
| બન્યો=થયો | તહી–ત્યા | સમાતા=ડુબતા |
| બહાદુર=હિંમતવાન | નિહાળ્યુ=જોયુ | સુણ્યું=સાભળી |
| શાણો=ડાહ્યો | માંહે=અદર | સાદ=અવાજ |
| ઘાવ=ઘા | ડર્યો=બીન્યો | ભલાં=સારા |
| ચીજ=વસ્તુ | દીલે=મનમાં | વદે=બોલે |
| ભાળે=દેખે, જુએ | તેઘડી=વખતે | દીધી=આપી |
| ખેલતો–રમતો | ચીસ=રાડ, ઘાટો | સાથ=સાથે |

( ૧ ) એક નાનો છોકરો પોતાના બાપની કુહાડી લઈને જાસે ! હિંમતવાન ડાહ્યો ભાયડો હોયની ! તેમ થયો જે વસ્તુ દેખે તે ઘા મારીને કાપી નાખે, એમ રમતો રમતો ગામની બહાર તળાવ હતુ ત્યા ગયો.

( ૨ ) ત્યાં (તળાવમા) માછલાએ પાણી જરા હલાવ્યું તેથી બાળકે પાણીની અંદર કાંઈક જોયુ, એટલે બાળક બીન્યો અને કુહાડી પાણીમાં પડી ગઈ તે વખતે ઘણું ચીસ પાડીને રડવા લાગ્યો.

( ૩ ) હંમેશા પાણીમા ઝોકાં ખાતાં અને ડુબતાં એવાં મારા દેવી માતા તે છોકરાનો સાદ સાંભળીને આવ્યાં અને બોલ્યાં કે, આ રૂપાની કુહાડી લે પણ બાળક કહેછે કે માતા ! મારી કુહાડી એવી નથી

( ૪ ) ત્રીજી વખતે સોનાની કુહાડી લાવી બતાવી, ત્યારે બાળક માથું ધુણાવીને કહે છે, કે એ પણ મારી નથી. મને તો મારી કુહાડી સારી ગમે છે, માટે હે ભલાં માતાજી ! ! તમે પાણી માંથી તે મારી કુહાડી કહાડી આપો.

### દોહરો.

| | |
|---|---|
| સંપત=ધન, દોલત | મહેર=કૃપા, મહેરબાની |
| હોજો-થજો | જગનાથ-જગતનો ધણી, પરમેશ્વર |

દેવીએ (પાણીમાંથી કુહાડી) કાઢી આપી, ને તે બાળક સાથે બોલી તને સુખ અને દોલત મળજો, અને પરમેશ્વરની તારા ઉપર મહેરબાની થજો

## પાઠ ૩૪ મો પ્રભુનો મહિમા.

| | | |
|---|---|---|
| મહિમા=મોટાઇ | પા'ડ=પહાડ, પર્વત | સુદ=અજવાળીયું |
| જગપતિ=દુનિયાનોધણી | કગાર=મેગટેકરા | તણી=ની |
| જગમાં=દુનિયામાં | સિંધુ=દરિયો | કળા=શોભા, પ્રકાશ |
| રચી=બનાવી | સરિતા=નદી | વદ=અંધારીયું |
| રચના=બનાવટ, જોડ વણ | ઘાટ=રસ્તો | રૂડોરંગ=સારીશોભા |
| | રળિયામણી=શોભિતિ | ચારણું=ખોરાક ખાવાનું |
| રૂડી=સારી | વનવાસ=જંગલનોરસ્તો | ઉપકાર=આભાર, ગુણ |
| અપાર=ઘણાં | શીતળ=ટાઢું | કળા=શક્તિ |
| પ્રાણીઓ=જીવો | ઠંડક=ટાઢક | કળી=જાણી, ઓળખી |
| સરજાવ્યા=બનાવ્યા | સાર=સારી | સરજી=બનાવી |
| નવરંગી=જુદાજુદારંગના | નિરધાર=નક્કી | સરજનહાર=દુનિયાને બનાવનાર પરમેશ્વર |
| ખીલતા=ઉઘડતા | ઝુલતા=લટકતા | |
| શોભતા=દીપતા | મધુર=મીઠા | |
| તરૂપાન=ઝાડનાં પાદડાં | નાદ=અવાજ | |

(૧) દુનિયાના બનાવનાર પરમેશ્વરે દુનિયામા ઘણી સારી બનાવટ બનવીછે, અને દુનિયામાં નાના મોટાં પ્રાણીઓ પણ બનાવ્યાછે.

( ૨ ) જુદી જુદી જાતનાં ફૂલો ખીલી રહ્યાં છે, અને પક્ષીઓ ગાયન કરે છે, પાખોના અને ઝાડનાં પાંદડાંના સુંદર રંગો શોભા આપે છે.

( ૩ ) મોટા મોટા પહાડો, ઉંચા ટેકરા, દરિયા, નદીઓ અને નદીના ઘાટ, શહેર અને જંગલના રસ્તા વિગેરેની આ રચના સુંદર બનાવી છે.

( ૪ ) શિયાળામાં ઠંડો પવન સારી ઠંડક આપે છે, અને ઉનાળામાં સુર્યના તાપથી ખરેખર—નક્કી ગરમી પડે છે.

( ૫ ) ચોમાસાના દિવસોમા વરસાદ વરસે છે, અને ઝાડે ફળો લટકતાં દેખાય છે વળી મોર મધુરા—મીઠા અવાજ કરે છે.

( ૬ ) અજવાળીયામા ચંદ્રનુ તેજ ઘણું આનંદ આપે છે, અને અંધારીયામાં તારા—ચાંદરણીના તેજનો પ્રકાશ સારો દેખાય છે.

( ૭ ) મોટા મેદાનો રમત ગમતને માટે બનાવ્યાં છે, અને વળી પાણીમાં વેલા અને પાંદડાં કેવા તરે છે ! !

( ૮ ) જોવાને માટે આંખો આપી છે, અને સાંભળવા માટે કાન આપ્યા છે, બોલવાને માટે જીભ બનાવી તે હે ભગવાન ! તેં બહુ સારૂં કર્યું છે.

( ૯ ) દાતની સાથે ખોરાક—ખાવાનું આપી ઘણોજ ઉપકાર કર્યો છે. દુનિયાના બનાવનાર પરમેશ્વરની આ નવાઇ પમાડે એવી શક્તિ કોઇથી જાણી શકાતી નથી

સાર—જેણે આપણને અને આ દુનિયાને બનાવી છે અને વળી આપણે માટે ખાવાનું, રહેવાનુ, ઓઢવાનું વગેરે અનેક સાધનો તૈયાર કર્યાં છે એવા પરમેશ્વરને જરા પણ ભુલવો નહિ. મતલબ કે આખી જીંદગી સુધી તેનું આપણે ભજન કરવુ જોઇએ.

# પાઠ ૩૫ મો વસંત ઋતુ.

| | | |
|---|---|---|
| વિશાળ=મોટા | તીતર=તેતર | અપાર=ઘણા |
| છજેલ=પથરાએલા | પંખી=પક્ષી | શોભે=દીપે,શોભાઆપે |
| તંબુ=ડેરા | વિશેષ=વધારે | ખીલી=ઉઘડી |
| રૂપ=આકાર | બેશ=સારૂં | ચાંદની=ચંદ્રમાનોપ્રકાશ |
| પૃથ્વી=જમીન | ઘોળા=બનાવી | ચારેકોર=બધી દિશાએ |
| પલ્લવ=પાન | ખેલે=રમે | સ્વાદે=મીઠાશથી |
| ધરી=ધારણ કરી | ચૌટા=બજાર | જન=માણસ |
| સ્હોય=શોભે | ગુંજાર=ગણગણાટ | શીતળ=ઠંડુ |
| મીઠા=મધુરા | નવરંગ=જુદી જુદી જાતના રંગ | નીર=પાણી |
| કલોલ=આનંદ | | સુખાઈ=આરોગ્ય,સુખી |

( ૧ ) મોટા વડ ઉપર પથરાએલા વેલા જાણે તંબુ તાણેલા હોયની તેવા દેખાય છે. ફોગ, નાળિએરી ને તાડ એ ઝાડો ધજા વાવટાના આકાર ( નીશાન ) જેવા જણાય છે.

( ૨ ) ઝાડનાં પાન પાકી જવાથી પીળાં થઇ જમીનપર ખરી પડે છે. પછી ઝાડને નવા પાદડા આવવાથી ઝાડ શોભીતા દેખાયછે

( ૩ ) કોયલ મધુરા વચન બોલે છે, અને મેના પોપટ આનંદ કરે છે. તેતર, કબુતર વગેરે બીજાં પક્ષીઓ રાગ કાઢીને ગાય છે અને સારૂ નાચે છે.

( ૪ ) કેસુડાંનો રંગ બનાવી લોકો હોળીની રમત રમે છે. બાગમાં ફુવારા ઉડાડે છે, અને બજારોમા અને ચોકમાં પાણીનો છંટકાવ કરે છે.

( ૫ ) ભમરાઓ ગુંજાર કરે છે. અને ઝાડો ઉપર જુદીજુદી જાતના ઘણા રંગો દેખાય છે આંબા ઉપર મોર શોભા આપે છે, અને ચારે તરફ ચંદ્રનો પ્રકાશ ખીલી રહ્યો છે.

( ૬ ) માણુસો શોખંડને મીઠાશથી ખાય છે, અને ઠંડુ પાણી પીએ છે. દક્ષિણુ અને પશ્ચિમ દિશાના પવનથી શરીર સુખી રહે છે

## પાઠ ૪૮ મો ખેડુત વિષે

| | | |
|---|---|---|
| રે=હે | નીપજાવે=ઉપજાવે | સંતોષ=જે મળીઆવે તેનાથી રાજી રહેવુ |
| ખેડુત=ખેતીકરનાર | અન્ન=અનાજ | ઉત્તમ–સર્વથીસારૂ |
| ખરે=નક્કી | ધરે=પહેરે | પરઉપકારી–બીજાનું ભલું કરનારી |
| જગતનો=દુનિયાનો | વસ્ત્ર=કપડાં લુગડાં | ખંત–કાળજી, ચીવટ |
| તાત=બાપ, પૂજ્ય | ભાવે=દાગ | દીએ=આપે |
| ગણાયે=મનાયો | સહે=વેઠે | શિખ=શિખામણ |
| સઘળો=બધો | તાપ=તડકો | |
| પાળતે=જીવાડતો | મહેનત=ઉદ્યોગ | |
| જણાયે=દેખાયો | લઠ=મજબુત | |
| ધાન્ય=અનાજ | સદા=હમેશા | |

( ૧ ) ખેડુત ! તુ ખરેખર આ દુનિયાનો બાપ–પૂજ્ય ગણાય છે, અને આ દુનિયાના તમામ પ્રાણીઓ જીવાડનાર પણ તું જ જણાય છે. (કારણુ કે તું જે અનાજ પકવે છે, તે ખાઇને બધા જીવે છે. )

( ૨ ) તું કપાસ ફળ, ફુલ, ઘાસ અને અનાજ વગેરેને પકવે છે તે અનાજ બધા પ્રાણીઓ ખાય છે, અને માણુસો ઉમંગથી શરીરે લુગડા પહેરે છે

( ૩ ) તડકો અને વરસાદ તું સહન કરે છે અને વળી ઘણી સખત મહેનત કરે છે. તેથી શરીરે મજબુત રહીને હમેશાં સંતોષમા રહે છે.

( ૪ ) ખેતી એ ખરેખર ઉત્તમ અને બીજાનું ભલું કરનારી

છે, માટે ખરા દીલથી હોંશ રાખીને કામ કરવાની દુનિયાના માણસોને તું સારી શિખામણ આપે છે.

## પાઠ ૫૧ મો મધમાખી વિષે.

મધમાખી—મધ બનાવનારી માખી
હુનર=કસબ, કળા
તણી—ની
મે'નતુ=ઉદ્યોગી
મનહર=મનને આનંદ પમાડે તેવો
મધપુડો=મધમાખીના ઘરને મધપુડો કહેછે અને તેમાં માખીઓ મધ ભરી રાખે છે.
રચે—બનાવે
રસ—સ્વાદ
તત્કાળ=તે વખતે
મીઠુ—ગળ્યુ
સરે=થાય
અપાર=ઘણા
ડાહી=સમજણી
ચોકખી—સાફ, સુઘડ
દિસે—દેખાય
આળસ—એદીપણું
તજે—છોડીદે, મુકીદે
પંકાય=વખણાય

( ૧ ) હે મધમાખી ! તું એટલી બધી મહેનતુ છે, કે જાણે હુનરની નિશાળ હોયની !! મનને આનંદ પમાડે તેવો સુંદર મધપુડો બનાવી તે વખતે તેમા સ્વાદ ( ગળપણ ) મુકે છે.

( ૨ ) મીઠું મધ ચુશી લઇ મીણ બનાવે છે, તેથી ઘણાં કામ થાય છે, અને તે ( મધ અને મીણ ) ઘણો ફાયદો કરે છે

( ૩ ) આવુ નાનું સરખું જીવડું છે, છતાં કામ મોટાં ( જરૂરનાં ) કરે છે. તુ ડાહી અને સુઘડ દેખાય છે, અને બધું આળસ છોડી દે છે.

( ૪ ) કીડી, કરોળીઆ અને મંકોડા વગેરે જેઓ ઉદ્યોગી જીવડાં કહેવાય છે તેમાં હે મધમાખી ! તું વખણાય છે. એટલે તે બધાથી તું ઉત્તમ ગણાય છે.

સાર—મધમાખી અને કીડી જેવા પ્રાણીઓ સુઘડ રહી આવો ડહાપણ ભર્યો ઉદ્યોગ કરે છે તો આપણે તો અવશ્ય કરવોજ જોઇએ.

# ડિકટેશન.

| | | | | |
|---|---|---|---|---|
| પરમેશ્વર | સરજ્યાં | માગશર | વખુટા | મિઠાઇ |
| વટેમાર્ગુ | ઉતરાણ | પોષ | સુખડીઆ | લક્કડ |
| ભક્તિ | તિથિ | શિઆળો | બહેકબહેક | પુષ્કળ |
| ધર્મશાળા | પર્વ | સૂદ | દ્રાક્ષ | સુતરાઉ |
| સુરજમાંથી | શ્રાવણ | ત્રીસ | તૈયાર | ઊનનું |
| અંધારૂં | પખવાડીઆં | ચૈત્ર | દુકાનો | સરૈયાની |
| ચંદ્રમા | પુનમ | શિખંડ | કમારાની | સિપાઇઓ |
| અજવાળું | કારતકી | ચોમાસું | પિત્તળ | કુહાડી |
| પૃથ્વી | મહીનો | દિવાળી | પેંડા | સુતળી |
| ફૂદતી | પ્રાણીઓ | અજીતસિંહ | શણગારવી | સમજાવ્યું |
| દોસ્ત | અજાણ્યું | બહાદુરસિંહ | બેનપણીઓ | મૂર્ખ |
| લોહીલોહાણ | ગોધતો | કિલ્લો | મૂકેલું | અભાગણી |
| ભાગ્યશાળી | બંદીખાનામાં | ચક્કરમાં | વિવાહમાં | બચાવનાર |
| દીકરૂં | ચાહની | ૬૯ | કદી | હોંશિયાર |
| કૂકડ | કુતરાને | છુટો | રામચંદ્રજી | કુતરો |
| નિશાળ | છુટું | મિત્ર | કૌશલ્યા | સંદેશો |
| સજજડ | સમજાવ્યું | પીતરાઇ | ગણકાર્યું | પહોંચાડી |
| પ્રેમ | ઊઘ્યાં | સુનું | ફેંકી | ખોડ ગતો |
| પુછ્યું | ભાઇભાંડુ | રસ્તો | ખીજવાયા | માયાળુ |
| કહ્યું | ઢોગ | આહાહાહા | મધુર | ભાઇભાંડુ |
| લગાવ્યો | ભાગ્યે | સિવાય | હાલરડું | દુઃખી |
| ખુંદાઇ | પરતાયો | કુટુંબ | મહારાજા | ત્રીજાએ |
| ડાહ્યો | મુદ્દલ | સ્વાદે | પ્રધાનને | રૂપાળું |
| ફોઇપગલું | પાટલુન | સોહામણી | દર્પણ | શીખવવાનો |
| મસ્તી | હઠીમીંગ | અર્ધું | બ્રાહ્મણનું | પસંદ |
| હાડવૈદ | નાહતાં | મુલક | કચરોપુંજો | શાબાશી |
| છોકરૂં | રિસાય | છ છેડે | વિદ્યાર્થીઓને | જણાવ્યું |
| બાંધ્યું | પીરસલી | ધાન્યથી | ગુજરાન | અમારૂં |

| | | | | |
|---|---|---|---|---|
| કુટેવ | ઊહઊહ | ચોક | છોકરાંછૈયાં | આગગાડીન |
| ભેંકડો | મુદલ | બાણુભાઇ | ઇશ્વર | ગાડીને |
| પહોંચાડયો | આપ્યું | પુતળાં | નોળીઆનું | સરનામું |
| શિખામણ | ચકભિલ્લુ | ઉલટભેર | બચ્ચું | સ્ટેશન |
| જક્ષીઘેડું | કચ્છ | ધોતલીમાં | તરફડતું | ફેંકજો |
| શિકારી | ભૂલથાપ | હોમભેર | ઉછેરીને | સિસોટીનો |
| અભાગીકું | પેતરા | વહેંચી | સુવાડી | પંપાળીને |
| વિઆય | બહાદુરી | ફૂટયુ | સોપી | મિનિટ |
| ભેંસો | મહેતાજી | ટીગની | ગુસ્સો | ખબરદાર |
| કૂંડમાં | ગુરૂ | ઝૂટી | લોહીઆળુ | હીંચકા |
| પિવાડતો | ઠરાવ્યા | ચોથગની | ભાગીતૂટી | હિંચોળે |
| ઢીમણું | નાહવા | ઓચીંતી | દક્ષિણુ | દુકાનદારો |
| હડસેલી | ખુલ્લુ | તડગધુમ | વસ્તુનો | લક્ષ્મણ |
| પાદશાહ | ગુમાવ્યુ | આરના | માસ્તર | ટિકીટ |
| ખલીફા | ફક્ત | પહેરામણી | સ્લેટ | ફુકય |
| રૈયત | છીનવી | તીર્થ | પહોળાઇ | ગુગળાઇ |
| નીમણુકની | ભુલીશ | દુસ્મન | ફૂટડી | બારણું |
| શાહજાદીઓ | ભરપુર | અભમીગ | ક્રિયા | મૂળમાથી |
| ચીતરામણુ | ખૂબસુરત | મોહનસીગ | મુકુંદ | ફળીઉં |
| રમકડાથી | રૂપિઆ | માર્સીગ | પ્રમાણે | ધાન્ય |
| તહેનાતમા | હૈયુ | પરણાવ્યો | લંબચોરસ | સેકાઉં |
| ફરજદોને | દુખ | દશેરાનુ | ગેઘેરીઓ | જંતુ |
| અલ્લાએ | બારદાસ | હામન | રોશન | નિર્દય |
| દીલગીરી | ભુખ્યો | લૂગ | નિશાળ | સાભળવાનુ |
| ઓદ્ધો | ચોકખા | ફંકરા | ચીનગી | કહાણી |
| ઢળીઆવાળી | રીગડાનો | ચર્ચી | ગમજ્યો | જન્મ |
| ખોખારો | ફુટડા | તહેકનો | ક્યારડા | છિદ્રો |
| લગરો | ખચતાણુ | કૂદતું | ઇશ્વરલાલ | તાબાકુડી |
| મજબુત | પહોંચ્યા | ફુલાની | લરનુ | ટકશાળ |
| બાગેળગાથી | સિઆળ | હમેશા | અડાની | ભોંયમાથી |

ખડકું
ગુમાવ્યું
બકરું
હડમાએલા
ત્રીજો
ઠાવકું
પહેરેલું
શિકારી
જુઠું
ખુંદું
ઉચકયાર્થી
સુકવીન
પુળીઓ
સુગંધ
પાઘડીવાળુ
સુપડા
મૂજ
મહીકંઠા
સળંગ
ગુચ્છો
ઇબ્રાહીમ
ખેડુત
હળપુણી
બટું
એકસામટું
ધુસરી
સંતોષ
કૌવતવાળું
વસ્ત્રો
ઉત્તમ

રંગરેજ
પ્રાણીઓને
સિંહને
ભઠ્ઠીમાં
લગ્ન
૧૫એરથી
ચૌટામા
રડયુખડયુ
તમારૂ
આપકર્મી
બાપકર્મી
કાદવકીચડ
દિવાળી
લીલાછમ
છુટુંછુટું
સુકવશે
ડુક્કર
વતા
સંબંધી
બોયપર
આગઆર
શઆળવા
નુકસાન
વારવાર
ઉજળો
હિસાબે
સફેદી
રઘાઇ
ધઉને
જુવાર

મૂજતો
ઋતુમા
અંગુઠીઆં
હુકકુ
પહોચ્યા
પુષ્કળ
દિશાઓ
પશ્ચિમ
પૂર્વ
કસરતશાળા
ઉત્તર
આળસુ
કુકરેકૂક
કુન્ડો
ઉકરડા
મુસલમાન
ખાઓચ્ચીઆમા
ભજાતું
અણીદાર
પાળ્યા
ખોતરવાની
વળગુફુ
વસ્તુ
રઝળી
ચીર્યા
ઊંડોઊંડ
મજબુત
કેશવાળી
પ્રીતિ
ટટ્ટી

સુગમ
અધિકારીઓ
બંદોબસ્ત
મામલતદાર
દાક્તર
હવાલદાર
વહેંચતો
હુંડી
વનસ્પતિ
ધોધાટ
ધગધગતા
નક્કર
ઝપટાબંધ
ભુસુ
દોડનારૂં
ટટુ
કલ્યાગરૂ
ખચ્ચર
પુછડીને
જુમખો
ખોખારે
ગભેડુ
ભૂકે છે
અડીઅલ
ધીરજવાળુ
ડુંકુ
ડુંગરા
તાળવું
દીવાસ
હડપચી

સિક્કા
શિરોઇ
વર્ગમાંના
કુમળું
ખુજળી
ઝીઝવો
ધુપેલ
સુંવાળી
અત્તર
મૂળીઆ
નકામુ
ઇંદ્રિયો
સ્વાદ
સૂંઘી
જાણ્યુ
ઉંચુ
નીચું
સુંગાળી
સાલ્લા
છુટ્ટી
કારમણી
ખુનતો
કેસરીઓ
આછાવતા
ગુલાબી
બાસ્તો
દોરીવાણીઆ
બાંગડા
જામદાની
કપડું

| | | | | |
|---|---|---|---|---|
| અથાણું | તત્કાળ | નીમકહલાલ | મોંમાં | અંગરખી |
| ખવડાવુંછું | મધપુડો | પ્રાણીનો | વચ્ચે | સુતરનાં |
| નીરૂંછું | બગાડ્યું | પુછડી | તળીક | છીંટ |
| લુહારે | છ ડાં | સુંવાળા | છુટી | લુગડાં |

# પદાર્થ પાઠ.

## સવારને સાંજ.

સવાલ૦—દિવસના કેટલા ભાગ છે અને કયા કયા. ?

જવાબ૦—ત્રણ (૧) સવાર (૨) બપોર (૩) સાજ

સવાલ૦—સવાર કોને કહે છે ?

જવાબ૦—સૂર્ય ઉગે તે વખતને.

સ૦—સાજ કોને કહે છે ?

જ૦—સૂર્ય આથમે તે વખતને.

સ૦—બપોર કોને કહે છે?

જ૦—સૂર્ય માથે આવે તે વખતને.

સ૦—સવારમાં આકાશ કેવું દેખાય છે?

જ૦—પૂર્વ દિશામા સૂર્ય ઉગતો દેખાય છે. તે સોનેરી રગનો પીળો દેખાય છે આકારનો રગ તે વખતે લાલદેખાય છે. ધીમે ધીમે સૂર્ય ઉચે આવતો જાય છે અને ધોળા રંગનો થતો જાય છે. દુનિયા ઉપર રાતના અમલનો પડેલો અંધારાનો પડદો દૂર થતો જઇ અજવાળું પ્રકાશતુ જાય છે.

સ૦—સવારમા શું કામ થાય છે?

જ૦—બધાં સૂતેલાં ઉઠી, દાતણ પાણી કરી, સૌ સૌને ધંધે વળગે છે. બૈરાં પોત પોતાનો ઘર ધંધો કરે છે, ખેડુતો ખેતીના કામે તૈયાર થઈ જાય છે, દુકાનદારો દુકાન ઉઘાડી વેચવા-સાટવાને કામે જાય છે, મજુરો મજુરીએ, એમ સૌ સૌને ધંધે વળગે છે. વિદ્યાર્થીઓ પોત પોતાના અભ્યાસ કરવા માંડે છે. પશુ પખીઓ પોત પોતાની જગાએથી ઉઠી હરવા ફરવા માંડે છે.

સ૦—સૂર્ય ઉગે ત્યારે પદાર્થનો પડછાયો કઇ તરફ પડે છે. બપોરે કઇ તરફ અને સાંજે કઇ તરફ પડે છે?

જ૦—પશ્ચિમ તરફ; બપોરે વસ્તુની નીચે અથવા પગતળે, અને સાંજે પૂર્વ તરફ.

સ૦—સવાર અને સાંજે તાપ ઓછો કેમ લાગે છે ? અને બપોરે વધારે કેમ લાગે છે ?

જ૦—સવારે અને સાંજે સૂર્યનાં કિરણ ત્રાંસાં પડે છે તેથી ઓછો તાપ લાગે છે અને બપોરે સૂર્યનાં કિરણ ઉભાં પડે છે તેથી તાપ વધારે લાગે છે.

સ૦—સાંજની સ્થિતિ કેવી હોય છે ?

જ૦—આકાશનો રંગ લાલ થતો જાય છે, ધીમે ધીમે અજવાળું ઓછું થતું જઇ અંધારૂં થવા માંડે છે, પક્ષીઓ માળા તરફ જવા માંડે છે, ઢોર ચરીને ઘેર આવે છે, ઘેર ઘેર દીવાના પ્રકાશ થાય છે, લોકો વાળુ કરવા માંડે છે, અને વિશ્રાંતિ માટે આરામ લેવાની તૈયારી કર છે.

## હવા અને પવન.

સ૦—હવા કોને કહે છે ?

જ૦—જે પવન હાલતો ચાલતો નથી અને સ્થિર રહે છે તેને હવા કહે છે.

સ૦—પવન કોને કહે છે?

જ૦—હવા જ્યારે ગતિમાન થાય છે એટલે ચાલે છે ત્યારે તેને પવન, વા કે પાથરો કહે છે.

સ૦—વાવા ઝોડું કોને કહે છે ?

જ૦—પવન જોરમાં વાવાથી તોફાન થાય તેને વાવાઝોડું કહે છે.

સ૦—હવા અને પવન કયાં રહેલાં છે?

જ૦—આ પૃથ્વીની ચારે તરફ ખાલી જગામાં પૃથ્વીથી વધારેમાં વધારે ઉંચે બસેં મેલ સુધી છે.

સ૦—હવા કે પવન પ્રાણીઓ વનસ્પતિને ન મળે નહિ તો શું થાય ?

જ૦—તેના વગર પ્રાણી માત્ર મરી જાય, માટે ઇશ્વરે ખાલી જગામાં બધે તે ભરેલી છે.

સ૦—દિવસના કયા ભાગની અને કઇ જગાની હવા સારી અને તે શા માટે ?

જ૦—સવાર અને સાંજની, કારણકે તે વખતની હવા ઠંડી હોય છે. અને તે હવામા પ્રાણવાયુ નામની હવાનુ તત્વ ચોકખુ અને વધારે હોય છે કે જેનાથી આપણે જીવી શકીએ છીએ તે વધારે હોવાથી આપણા શરીરનુ સારી રીતે પોષણ થાય છે માટે સવાર સાજની હવા બહારની ખુલ્લા મેદાનની વધારે સારી હોય છે, કારણકે ખુલ્લા મેદાનમાં વધારે સ્વચ્છ હવા મળે છે.

સ૦—ગામડામા રહેવુ કયા કારણે લોકો પસદ કરે છે, અને શહેરમાં રહેવું કયા કારણે પસંદ કરે છે ?

જ૦—ગામડાની વસ્તી થોડી અને છૂટી છૂટી હોવાથી આસ-

પાસ ઠંડી અને સ્વચ્છ હવા વધારે મળે છે માટે તંદુરસ્તીને માટે ગામડામાં રહેવું સારૂ છે મોજ શોખ ભોગવવા માટે શહેર સારૂં કારણકે ગામડામાં મોજશોખની વસ્તુઓ પૈસા આપતાં છતાં પણ મળતી નથી માટે મોજશોખ ભોગવવા માટે શહેર સારૂં છે.

સ૦–પવન શામાટે કામનો છે?

જ૦–દરિયા ઉપરની સૂર્યના તાપને લીધે પાણીની થયેલી વરાળને એકઠી કરી જમીન ઉપર ખેચી લાવી વરસાદ વરસાવે છે જેને લીધે અનાજ, ઘાસ પાકે છે અને તેથી પશુ પંખીઓ જી-વી શકે છે. વળી પવનથી ફૂલોની સુગંધી બધે ફેલાય છે અને દુર્ગંધી પણ બધે ફેલાઇ જવાથી તંદુરસ્તી બગડતી અટકે છે તેનાથી સ-મુદ્રમાં વહાણો ચાલે છે વગેરે

## ચાક.

સ૦–ચાક એ શુ ચીજ છે અને તેની બનાવટ કેવી રીતે થઇ છે?

જ૦– ચાક એ એક જાતની માટી છે, તે દરિયાને તળીએ બનેલી અને તેને દરિયમા રહેતા નાના જીવડાએ બનાવેલો છે દરિ-યાના તળીઆ ઉપર ચોમાસામા નદી નાળામા તણાઇ આવતી માટી કાકરા કચરો વગેરેના થર બાઝી તળીઉ પુરાઇ જમીન થતી ગઇ અને દરિયો ત્યાથી આઘો ખસતો ગયો તેમ તેમ ખાણો ખો-દતાં તે માણસોને હાથ લાગ્યો.

સ૦–ચાકમા કયા કયા ગુણ છે?

જ૦–તે ધોળો છે, પોચો છે, પાણીમાં ઓગળે નહિ તેવો, પાણીને ચુસનારો, દેવતામાં ઓગળે નહિ તેવો અને નક્કર છે

સ૦–ચાકનો શો ઉપયોગ થાય છે?

જ૦—નાનાં છોકરાં સ્લેટ ઉપર અક્ષર કાઢવા માટે તેને વાટી તેમાં પાણી રેડી જાડો બનાવી તેનાથી લખે છે; કોરા ચાકથી નિશાળમાં પાટીઆં ઉપર અક્ષર લખી છોકરાંને શીખવવામાં આવે છે.

સ૦—ચાકને ભઠ્ઠીમાં બાળવાથી શું થાય છે ?

જ૦—ચુનો.

સ૦—ચુનાનો ઉપયોગ શો ?

જ૦—ચુનાનો કચરી પલાળી તેમાં થોડી રેતી ભેળવી લોકો તેની ગારથી ઘર ચણે છે. અને ધોળાવે છે જેને લીધે ઘર મજબુત થાય છે.

## તાંબુ અને તાંબાનાં વાસણો.

સ૦—તાંબુ એ કેવો પદાર્થ છે અને કયાથી નીકળે છે, અને તેને શુ કહે છે ?

જ૦—તાબુ એ ખનિજ પદાર્થ છે, ને ખાણુમાંથી નીકળે છે, અને તેને ધાતુ કહે છે.

સ૦—તાંબાના ગુણ કહો ?

જ૦—તે લાલ રંગનું છે, નરમ છે અને ચળકતુ છે

સ૦—તાંબાની ઉત્પત્તિ કહો ?

જ૦—તાબુ જમીનમાથી શુદ્ધ રૂપે મળે છે, તે ઇશ્વરની બનાવેલી વસ્તુ છે, જમીનમાથી ખોદી કાઢીને તેને દેવતા ઉપર તપાવીને મેલ કાઢી નાંખવા માટે ગાળી કાઢે છે, ગાળ્યા પછી તેનાં પતરા બનાવે છે અને એ પતરાંમાંથી કાપી કાપીને કસારા તેનાં વાસણો બનાવે છે.

સ૦—તાબાનાં વાસણો ઉપર જે કાટ ચઢે છે તેને શુ કહે છે અને તેના ગુણ કહો તથા તે કાટ બાઝે નહિ મટે શું કરવું?

જ૦–તાંબાના કાટને જંગાલ કહે છે, તે ઘણો ઝેરી હોય છે, તે જો ખાધામાં આવે તો મરી જવાય. તાંબાનાં વાસણો ઉપર કાટ ચઢે નહિ માટે ઉપરથી તેને વારવાર ખાટી વસ્તુઓથી ખટવીને માજી સાફ રાખવાં અને જે વાસણો ખાધાના ઉપયોગમાં લેવાતાં હોય તેના ઉપર કલઇ દેવરાવવી કે જેથી કાટ ચઢે નહિ.

સ૦–તાંબાની શી શી ચીજો બને છે?

જ૦–લોટા, લોટીઓ, દેગડાં, દેગડીઓ, ઘડા, કથરોટ, તાંબા-કુંડીઓ, ચંબુ, કઢાયા, લીંબોળીઓ, પવાલાં, પૈસા, પાઇઓ વગેરે.

સ૦–પૈસા અને પાઇઓ શું ઉપયોગમાં આવે છે. અને તેને કોણ કરાવે છે?

જ૦–વસ્તુઓ વેચાતી આપવા લેવામાં પૈસા અને પાઇઓ કામમાં લાગે છે. પૈસા અને પાઇઓ સરકાર કરાવે છે. તેમના વગર બીજાથી તે પડાવાતી નથી. બીજો કોઇ પૈસા પાઇઓ છાનો માનો પડાવે તો સરકાર તેને શિક્ષા કરેછે.

## પિત્તળ ને પિત્તળનાં વાસણો.

સ૦–પિત્તળ એ કેવો પદાર્થ છે અને કેવી રીતે તે થાય છે?

જ૦–પિત્તળ એ એક ધાતુ છે અને તે મિશ્ર ધાતુ છે. તે ખાણ માંથી નીકળતું નથી પણ ખાણમાંથી નીકળેલી બીજી ધાતુઓને એકઠી કરીને માણસે બનાવેલું છે, એટલામાટે પિત્તળ જાતે ખનિજ પદાર્થ કહેવાય નહિ.

સ૦–પિત્તળ કઇ ધાતુઓની મેળવણીથી થાય છે?

જ૦–તાંબું અને જસત આ બે ધાતુઓને ખૂબ તપાવવાથી બંનેનો રસ થઇ મળી જાય અને ટાઢું પડે એટલે તે પિત્તળ થાય

સ૦–પિતળના ગુણ કહો ?

જ૦–કઠણ, પીળું, ચળકતું

સ૦–પિતળના કયા કયાં વાસણો બને છે ?

જ૦–લોટા, લોટીઓ, પ્યાલા, બેઢાં તંબાકુંડીઓ, પવાલીઓ, થાળી, વાડકા, તાસકો, તપેલીઓ, બરણીઓ, વગેરે.

સ૦- પિતળના વાસણો ઉપર કાટ ચઢે નહિ માટે શુ તજવીજ કરવી ?

જ૦–વારંવાર વાસણોને માહેથી તથા બહારથી માંજીને સાફ રાખવા અને વાસણો ખાવાના ઉપયોગમા લેવાના હોય તેને કલાઇ કરાવી વાપરવા

## જુદી જુદી જાતનાં ઘાસ વિષે.

સ૦–ઘાસ કોને કહે છે?

જ૦–ઢોરને ચરવાનો લીલો અથવા સુકો ચારો તે ઘાસ કહેવાય છે.

સ૦–ઘાસ અને અનાજમ શો ફેર છે ?

જ૦–ઘાસ અને અનાજ એ એકજ જાત છે સુધારેલું ઘાસ તે અનાજ કહેવાય છે જે ઘાસનાં બી સ્વાદમા બીજા કરતા સારા અને ગુણકારી અને પૌષ્ટિક માલમ પડેલા તેને શરૂઆતમા માણસોએ સારી જમીનમા ખાતર પુંજો નાખી ખેડી વાવેતર કરેલું એટલે ખેડ ખાતરને લીધે તે ઘાસના જાત મોટી થવા લાગી; એમ દિવસે દિવસે સારી જમીનમા વાવી સારી રીતે ખાતર પુંજો કરેલો તેથી તેની જાત મોટી થતી ગઇ અને તેમાથી હાલના અનેક અનાજ થયાં છે. અનાજ એ ઘાસજ છે.

સ૦—થોડાં ઘાસનાં નામ આપો.

જ૦—ઝીંઝવો, બજરો, દાભ, કરેડી, ભાથડું, સામો, ધ્રોગ, ચીડો, સરકટ, વગેરે.

સ૦—અનાજનાં ઘાસ જે ઢોરના ખાવામાં આવેછે તે કયાં છે?

જ૦—બાજરી, જાર વગેરેના પૂળા, કોદરા, ડાંગર વગેરેનું પરાળ, ઘઉંનું કુંવળ, તુવેર, મગ, મઠ, અડદ, વગેરેનુ ગોતર વગેરે.

સ૦—કયાં ઘાસ ઢોરને વધારે ભાવે છે ?

જ૦—ઝીંઝવો, બાજરો, અનાજનું ઘાસ તથા ગોતર.

સ૦—દાભ એ કેવુ ઘાસ છે ?

જ૦—તે ધારવાળું હોય છે અને ઢોરને માટે તે બહુ પૈષ્ટિક ગણાતું નથી વળી તે જે ખેતરમાં થાય છે તે ખેતરને પણ નકામું કરી નાખેછે કારણકે દાભવાળા ખેતરમાં બીજું અનાજ ઘણુ થોડું થાય છે.

સ૦—સરકટના ઘાસનો બીજો શો ઉપયોગ થાય છે ?

જ૦—તેની પીરાઇઓના સુપડાં, સાદડીઓ, ટોપલીઓ વગેરે થાય છે. વળી તે છાપરા છાવવાના કામમાં આવે છે. તેના પાંદડાંથી તમાકુના પડા બંધાય છે, અને પાદડા ને પલાળી કુટીને દોરડા વણે છે જેને મુંજ કહે છે. એ મુંજનુ વદાણુ ખાટલા ભરવાના કામમાં આવે છે

સ૦—ચીડાની મોથ શા કામમાં આવે છે ?

જ૦—તેની મોથને ઘસીને દાદર ઉપર ચોપડવાથી આરામ થાય છે, ધુપેલમાં નાખવાથી ધુપેલ સુગંધીદાર થાય છે. વળી મોથમાંથી સુગંધીદાર અત્તર પણ નીકળે છે.

સ૦—પેર કે પીરાઇ કોને કહે છે ?

જ૦—સાંઠાની એક ગાંઠથી બીજી ગાંઠ સુધીનો વચ્ચેનો જે ભાગ તે પીગડ્ કહેવાય છે.

સ૦—ઘાસમાંથી અનાજ થઇ શકે કે કેમ? અને કેવી રીતે?

જ૦—હાલ જેને આપણે અનાજ કહીએ છીએ તે પ્રથમ ઘાસનાંજ બીઆં હતાં તેના ઉપર ખેડ ખાતર અને પાણીના પ્રયોગો કરીને તેની જાતમાં ખેડુતોએ સુધારો કર્યો તેથી તે અનાજ થયાં તેજ પ્રમાણે હાલનાં ઘાસોને પણ આપણે પ્રયત્ન કરીએ તો દાણા મોટા બનાવી શકીએ અને તેનું ઘાસ પણ મોટું કરી શકીએ તો તેથી અનાજની જાતમાં વધારો થાય. ગરીબ લોકોને અનાજ મળતું નથી ત્યારે તેઓ સામો વગેરે ઘાસ ચોમાસામાં પડતરોમાંથી લાવીને તેને દળી છડીને રોટલા કરીને કે બાફીને ખાયછે.

## ખેડુત ને હળ.

સ૦—ખેડુત કોને કહે છે?

જ૦—જે ખેતી જાતે કરે છે તેને ખેડુત કહે છે.

સ૦—ખેડુતનો ધંધો કેવો છે?

જ૦—ખેડુતના ધંધામાં મહેનત અતિશય છે. શરીરને તોડવા જેટલું કામ કરવાનું છે. લોકોમાં કહેવત છે કે "બાર મહીનાનું વર્ષ અને તેર મહીનાનું કામ." આ કહેવત ખેડુતના ધંધામાટેજ છે.

સ૦—ખેડુતને કયા પ્રકારની મહેનત કરવી પડે છે?

જ૦—ઢોરોની સંભાળ અને રક્ષણ, ખેતરમાં ખાતર પૂરવું, ખેડવું, વાવવું, નીંદવું, વાઢવું, ઢાળવું વગેરે.

સ૦—ખેડુતનો ધંધો કેવો ગણાય છે?

જ૦—વરસાદ જો અનુકૂળ આવતો હોય અને પાક સારો થતો હોય તો ઉત્તમ. કારણકે ગમે તેવો હલકો ખોરાક ખાવાનો હોય પણ ખેતીની મજુરીથી ખેડુતનું શરીર મજબુત રહેછે. વળી તેના ધંધામાં શાંતિ વધારે છે.

સ૦—હળ કોને કહે છે?

જ૦—ખેડુતો જેનાથી ખેડેછે તેને. ( ચાસ પડે છે. )

સ૦—હળના ભાગ કહો ?

જ૦—મૂળ ભાગ હળનું તુગું અને છેડ.

તુંગાના ભાગ-ઉપલો ઝાલવાનો ભાગ તે છડો. છડાના તુંગામાં કોશ અને ચવડું જેનાથી જમીન ખેડાય છે તે. કેટલીક જગાએ કોશ ચવડાને જડેલી હોય છે, અને કેટલીક જગાએ કોશ ચવડું જુદું હોય છે.

સ૦—હળનો ઉપયોગ શો ?

જ૦—હળથી ખેડીને જમીન પોચી કરી શકાય છે. જેથી તે વધારે પાણીપી શકે છે. પોચી થવાથી બી વહેલાં ઉગી ઝપાટાબંધ વધે છે. નકામું ખરસલું સાફ કરી શકાય છે, ખેડવાથી, તપવાથી, જમીનૂ છિદ્રાળુ થઇ છે, વગેરે લાભ હળથી ખેડીને મેળવી શકાય છે.

સ૦—હળ અને કોશ કોણ બનાવે છે ?

જ૦—હળ સુતાર બનાવે છે, અને કોશ લુહાર બનાવે છે.

## ડાંગર.

સ૦—ડાંગર એ શી વસ્તુ છે?

જ૦—તે સુધારેલું ઘાસનું બીછે

સ૦—ડાગરની ઉત્પત્તિ કહો ?

જ૦—પ્રથમ ડાગરને થોડી જગામા સારૂં ખાતર પુરી છુટી છુટી વરસાદ આવે ત્યારે પોકે છે, અને તેન ઉપર થોડી થોડી માટી પડવા દે છે જેથી તે ઉગી નીકળે છે તેને ધરૂ, દરૂ કે તરૂ કહેછે, એ ધરૂને ડાગર રોપવા માટેના કયારડામા ઉપાડી લઇ જઇને વેંત વેંતને છેટે રોપે છે. વખત પુરો થતા તે પાકી તૈયાર થાય છે એટલે તેને ઝુડા અથવા મસળી લઇ છુટાં કરી લે છે

સ૦—ડાગરને માટે કયારડા કેવી જમીનમા અને કેવા જોઇએ અને શાથી?

જ૦—ડાગરને માટે કાળી જમીન જોઇએ કારણકે તેને કળી જમીન માફક આવે છે,

તેને પાણી બીજા અનાજ કરતાં વધારે જોઇએ છે માટે તેના કયારડા વધારે પાણી ભરાઈ રહે તેવા ઉડા રાખવા જોઇએ એટલા માટે કયારડાની આસપાસ પાળીઓ બાધી પાણી ભરાઇ રહે તેવા ઉડા કરવામા આવે છે,

સ૦—ડાગરનો શો ઉપયોગ થાય છે ?

જ૦—તેને ખાડીને અથવા ભરડીને ચોખા કાઢે છે, જે ચોખાની ખીચડી અથવા ભાત બનાવી આપણે ખાઇ આપણા શરીરનુ પોષણ કરીએ છીએ.

## શેરડી.

સ૦—શેરડીના રાડાને શું કહે છે?

જ૦—સાંઠો

સ૦—શેરડી કેટલી જાતની છે અને કઇકઇ ?

જ૦—એ જાતની ૧ ધોળી ૨ લાલ.

સ૦—ધોળી શેરડીમાંથી શું બને છે? અને લાલ શેરડીમાંથી શું બને છે?

જ૦—ખાંડ, સાકર અને ગોળ.

સ૦—શેરડીમાંથી ગોળ, શી રીતે બનાવે છે?

જ૦—શેરડીને કોલુમાં પીલીને રસ કાઢે છે, તેને તવડામાં નાખી ઉકાળે છે ઉકાળતા મેલ ની ખારી તરી આવે તે કાઢી નાંખતા જાય છે એમ ઘણી વાર ઉકાળતા રસ જાડો થાય છે એટલે ઉતારી ટાઢો પાડે છે. તે ઠરી જતાને ગોળ થાય છે.

સ૦—શેરડીની રોપણી શીરીતે થાય છે?

જ૦—શેરડીના બી રોપાતા નથી પણ તેની ટુકી ગાંઠો (પીરાઇઓ) વાળી પીરાઇઓને સારા પેઠ ખેડી પોચી કરેલી પાણી પાયેલી જમીનમાં ચામ પાડી તેમાં પીરાઈઓની આંખો ઉપર દેખાય તેમ રોપે છે પછી વારવાર પાણી પાતા જાય છે એ પ્રમાણે દશબાર માસે શેરડીનો પાક તૈયાર થાય છે.

સ૦—શેરડી પીલવાનો કોલુ શેનો થાય છે?

જ૦—લાકડાનો કે લોઢાનો.

## ભાત અને રોટલી.

સ૦—ભાત કેવી રીતે બનાવે છે?

જ૦—ચોખાને બે ત્રણ વખત ઘસી ઘસીને ધોઇ નાખી પલાળી મૂકે છે પછી ભાત કરવા માટેના વાસણમાં ચોખાના પ્રમાણમાં જોઇએ તેટલું પાણી લઇ ચુલે મૂકે છે. થોડીવારમાં ચોખા ચઢી જાય છે તેને તપાસી જોઇ વધારાનું પાણી હોય તો કાઢી

નાંખી ઢાંકી દઇ તેના ઉપર થોડા દેવતા નાંખી ચૂલા ઉપરથી ઉતારી લે છે. એટલે થોડી વારમા ભાત થાય છે.

સ૦—રોટલી કેવી રીતે કરે છે ?

જ૦—ઘઉંના લોટમા થોડું તેલ નાંખી લોટને મોઈ નાંખી પાણીથી પલાળી કેળવી કેળવીને વણવા જેવો કઠણ લોચો તૈયાર કરે છે. તેમાંથી થોડા થોડા લોચો લઇ થાળી ઉપર યા થવા આડણી ઉપર બાજરીનો આટો નાખી વેલણથી વણી પાતળી ગોળ બનાવે છે તેને લોઢી ઉપર શેકી નાખે છે. એટલે રોટલી થાય છે કેટલાક રોટલીની વચ્ચે કોરો આટો નાખી બેવડ બનાવે છે. તે શેકાયા પછી જુદાં કરે છે

સ૦—ભાતના ગુણ કહો ?

જ૦—પોચો છે. પોચો હોવાથી દાંત વગરના બાળકો અને ઘરડાં થોડું ચાવીને ખાઇ શકે છે; મોટાં માણસોને તે પચવામાં હલકો હોવાથી વધારે માફક આવે છે.

સ૦—રોટલીના ગુણ કહો ?

જ૦—ભાતના કરતાં વધારે કઠણ હોવાથી બાળક અને ઘરડાં સહેલાઇથી ખાઈ શકતા નથી. વળી તે પચવામાં ભારે છે. તેથી જેની જઠરા મંદ હોય તેને રોટલી સહેલાઇથી પચી શકતી નથી. માંદાં માણસને રોટલીનો ખોરાક ભારે હોવાથી માફક આવતો નથી

સ૦—ભાત અને રોટલી બેમાં સારો ખોરાક કયો ? અને શા માટે ?

જ૦—ભાત પચવામાં હલકો છે તેથી સહેલાઇથી પચી શકે છે. સાજા શરીર વાળા માણસને ભાત ખાધા પછી ભૂખ વહેલી લાગે છે, અને માંદાને પણ ધીમે ધીમે પચી જાય છે.

રોટલી એ ભારે ખોરાક છે. તેથી પચવામા વાર લાગે છે, માટે રોટલી ખાધા પછી ભૂખ વહેલી લાગતી નથી માંદાં માણસને રોટલીનો ખોરાક પચવામાં કઠણ પડે છે. માટે તે આપવી નહિ.

## મધમાખ.

સ૦—મધમાખો કેટલી જાતની છે અને કઇ કઇ?

જ૦—ત્રણ જાતની. ૧ રાણી જે ઇડાં મુકવાનુ કામ કરે છે. ૨. કામ કરનારી માખીઓ. જે મધ એકઠું કરે છે, બચ્ચાંને વગાવે છે, અને મધપુડાનુ રક્ષણ કરે છે. ૩ નર જે કાંઇ કામ ન કરતાં આળસુ થઈ પડી રહે છે.

સ૦—મધ શેનું બને છે.

જ૦—કામ કરનારી માખીઓ ફુલોમાંથી રસ ચૂસી લાવે છે ને તે રસનુ મધ બનાવે છે

સ૦--મધપુડો કોને કહે છે. અને તેની રચના કેવી હોયછે?

જ૦—મધમાખીઓ રહેવા માટે જે ઘર ( પુડો ) બનાવે છે તેને મધપુડો કહે છે, મધમાખો છ ખુણીઆ મધપુડાના ખાના બનાવે છે. તેમા કેટલાક મોટા ખાના હોય છે, અને કેટલાક નાનાં હોય છે. નાના ખાનામા ઈંડાં મુકે છે, રાણી થવા લાયક જે ઇંડા હોય તેને મોટા ખાનામા મુકે છે.

સ૦—મીણ શેનુ બને છે?

જ૦—ખાધેલા મધનું.

સ૦—રાણીનું કામ શું?

જ૦—ઈંડા મુકવાં, ઉછેરવા, બીજી માખીઓને તાબામા રાખવી વગેરે.

# બતક ને મરઘાં.

સ૦—બતક એ કેવું પ્રાણી છે અને શું કરે છે ?

જ૦—બતક જળચર પ્રાણી છે અને તે પાણી ઉપર તરે છે, વારંવારે ડુબકી મારી, પાણીમાંથી પોતાના ખોરાક માટે જીવડા વીણી લેછે

સ૦—બતકના શરીરનાં અંગ કેવા છે ?

જ૦—બતકના શરીર ઉપર ચીકાશવાળાં પીછાં હોવાથી તે પાણીમાં ફરતા છતા પીછા ભીના થતા નથી, તેની ચાંચ લાંબી હોવાથી તે ઉંડા પાણીમાથી અને કાદવમાથી પણ જીવડા વીણી લે છે. બતકનું શરીર ભારે છે પણ પાંખો સારી નહિ હોવાથી તે વધારે ઉડી શકતો નથી. તેને બે પગ હોય છે. એકેક પગે ચારચાર આંગળાં હોય છે બતકને દાંત કે દાઢ નથી તેથી ખોરાક મોટા મોટા ચાવી ગળી જાય છે.

સ૦—બતક પાણી ઉપર શાથી તરી શકે છે ?

જ૦—ચામડી પાતળી હોય છે તેની સાથે પગના આંગળા વળગેલા રહે છે તેથી.

સ૦—મરઘા એ કેવા પ્રાણી છે ?

જ૦—તે ભૂચર એટલે પૃથ્વી ઉપર ચરનારા પ્રાણી છે.

સ૦—મરઘાના શરીરના અંગો કેવા છે ?

જ૦—તેની ચાંચ ટુંકી છે, કારણ કે તેને ઉંડેથી ખોરાક લેવાનો નથી. પણ અણીદાર હોવાથી ઝડપથી દાણા વીણી લે છે તેને પાણીમા ફરવાનું નહિ હોવાથી પાંખો ઉપર ચીકાશ નથી પગના આંગળા ચામડી સાથે જોડાયલા નથી. મરઘડાને પણ દાંત અને

દાંત નથી માટે તે પણ ખોરાક આખોને આખો ગળી જાય છે. કૂકડાને પણ બે પગ હોય છે.

સ૦—મરઘડાનુ બીજુ નામ શુ ?

જ૦—કૂકડા

સ૦—કૂકડા અને કૂકડી શાથી ઓળખાય ?

જ૦—કૂકડાને માથે લાલ માંજર હોય છે. કૂકડીને માથે માંજર હોતી નથી

સ૦—કૂકડા શું કામ કરે છે ?

જ૦—કૂકડા વહાણુ વાતા બોલે છે તેથી લોકો સવાર થઇ એમ જાણે છે, એટલે ઉઠીને સૌ સૌને ધંધે વળગે છે.

## ચકલી.

સ૦—ચકલીના શરીરના અંગ કહો ?

જ૦—તેને બે પગ છે. દરેક પગે ત્રણ ત્રણ આંગળા હોય છે બે પાંખો હોયછે. પાંખોથી તે ઉડી શકે છે. તેની ચાંચ નાની ને અણીદાર હોય છે તેથી દાણા ઝટ ઝટ વીણી ખાય છે.

સ૦—ચકલીઓ કેટલી જાતની છે અને કઇ કઇ ?

જ૦—બે જાતની. ( ૧ ધોળી ૨ કાળી કે કાબરી

સ૦— ચકલી કયારે કયારે ઇંડા મુકે છે અને કેટલા ?

જ૦—વરસમા ત્રણ વખત દરેક ફેરે પાંચ કે છ ઇંડાં મુકે છે

સ૦—ઇંડામાથી બચ્ચા શી રીતે બને છે અને તેમનુ પોષણ શી રીતે થાય છે ?

જ૦—ઇંડાંને ચકલી રોજ રોજ સેવે છે એ ઇંડાં કાંઇક જુદા રંગના હોય છે. ઇંડા સેવાઇ બરાબર પાકે એટલે તેમાથી બચ્ચા

નીકળે છે, તે બચ્ચાંને પાંખો આવતા સુધી ચકલી ચારો લાવીને ખવરાવે છે. ચકલી તેને ઉડતાં શીખવે છે.

સ૦—ચકલી શું કામની છે ?

જ૦-ખેતરોમાં ઝીણાં જીવડા હોય છે જે પાકને નુકશાન કરતાં હોય તેમને વીણી ખાય છે તેથી ખેતીના પાક જીવડાંના ભોગ થતા બચે છે.

## ઘોડો.

સ૦—ઘોડાના શરીરના અંગ કહો ?

જ૦—ઘોડાને ચાર પગ, એક પૂછડું, બે અણીદાર કાન, પગે આંગળા નથી પણ દાબલા છે. જેનાથી તે કઠણ જમીન ઉપર ઝડપથી ચાલી શકે છે. એની ગરદન ઉપર કેશવાળી હોય છે. જે તેની શોભામાં વધારો કરે છે.

સ૦—ઘોડા શા કામમાં લાગે છે ?

જ૦—તેના ઉપર જીન કે સાજ નાંખી બેસાય છે. સવારી કરવામાં તે ઘણું ઉત્તમ પ્રાણી છે. અથવા કેટલાક તેને ગાડીઓમા પણ જોડે છે, વિલાયતમા બળદોને ઠેકાણે ઘોડા જોડી ખેતી કરે છે.

સ૦-ઘોડાનો ખોરાક કયો કયો છે ?

જ૦-ઘાસ, ચણા, મઠ, બાજરી, ભુસું વગેરે,

સ૦-ઘોડાની ઉમર સરેરાશ કેટલી ગણાય છે?

જ૦-૨૦ થી ૩૦ વર્ષ.

સ૦-સવારીમા ઘોડા શી રીતે કબજે રખાય છે ?

જ૦—લગામથી.

સ૦—ઘોડામાં કયા ગુણ છે ?

જ૦—તે નિમકહલાલ, ગરીબ, સુંદર, પ્રીતિવાળું, ધણીનું કહ્યાગરૂ અને બીકણુ પ્રાણી છે.

## ઘોડો ને તેનાં સગાંવહાલાં.

સ૦—ઘોડાની જાતનાં બીજાં કયા પ્રાણી છે ?

જ૦—ગધેડાં, ખચ્ચર, ટટુ, વગેરે.

સ૦—ઘોડા અને ગધેડાંમા ફેર શો.

જ૦— ૧ ઘોડાના કાન ટુકા અને ગધેડાના લાંબા.

૨ ઘોડો મોટો ગધેડુ નાનુ

૩ ઘોડો ખોંખારે છે ગધેડુ ભૂંકે છે.

૪ ઘોડો ચાલાક છે ગધેડું અડીઅલ અને ઠોઠ છે. પણુ તે મહેનતુ ધીરજવાળું છે

સ૦—ટટુ અને ઘોડામાં ફેર શો.

જ૦—ટટુ નાનુ હોય છે અને ઘોડો મોટો હોય છે બીજા ગુણુ સરખા હોય છે.

સ૦—ઘોડો અને ટટુમા ફેર શો ?

જ૦—૧ ઘોડાના કાન ટુકા. અને ગધેડાના લાંબા.

૨ ઘોડો ઉંચો ખચ્ચર નીચું અને ટુકુ

૩ ઘોડો પર્વત ઉપર ચઢી શકતો નથી. ખચ્ચર ઘણો ભાર લઇ પર્વત ઉપર ચઢી શકે છે

એ સિવાય ઘોડો અને ખચ્ચર મળતાં આવે છે. તેની ગરદન ઉપર પણુ કેશવાળી હોય છે. પૂછડી ઉપર લાંબા વાળ હોય છે.

## શરીરના ભાગ.

સ૦—શરીરના મુખ્ય ભાગ કેટલા છે અને કયા કયા ?

જ૦—બે છે ૧. ડોક. ૨ ધડ.

સ૦—ડોકામાં કયા કયા અવયવો છે.

જ૦—ઉપર વાળ, આગલી બાજુએ બે આંખો, બે કાન, એક નાક, એક મોઢું, મોંઢામાં એક જીભ, અને બત્રીસ દાંત, તથા તાળવું છે, મોઢાની આગળ બે હોઠ, હેઠ નીચે હડપચી. આંખો ઉપર ભમર અને તેના ઉપર કપાળ, આંખ ઉપર પોપચા, પોપચામાં વાળ હોય છે તેને પાપણ કહે છે પાપણ આંખનુ રક્ષણ કરે છે, આંખો અને કાન વચ્ચે લમણા અને મો અને કાન વચ્ચે ગાલ હોય છે.

સ૦—ધડના અવયવો કયા છે ?

જ૦—ધડ અને ડોકા વચ્ચે ગળું, પાળળ બોચી. ધડની ઉપલી તરફ જમણા ડાબા બે ખભા, બે હાથ, હાથની વચ્ચે કોણી કોણીથી આગળ કાંડુ, હથેની, આગળા, બે હાથની વચ્ચે છાતી, નીચે પેટ, પેઢું, પેઢાની બે બાજુએ બે કેડો, અને બોચીથી કેડ સુધી બ ડો ક કરે ડ કહેવાય છે તેથી નીચે બે પગ, દરેક પગના વચલા ભાગને ઢીંચણ, ઢીંચણથી ઉપરનાને થાપો કે જાંઘ કે સાથળ કહે છે. ઢીંચણની નીચે નળો, નળાની નીચે પગનુ ચાપુ તેમા પાચ પાચ આગળા અને નીચે પગનુ તળીઉં, પગના પાછલા ભાગને પાની-એડી કહે છે વગેરે

## ઇંદ્રિયો.

સ૦-ઇંદ્રિયો કોને કહે છે ?

જ૦—જેથી વસ્તુનુ હરકોઇ પ્રકારનુ માન થાય તેને ઇંદ્રિય કહે છે,

સ૦–ઇંદ્રિયો કેટલી છે અને કઇકઇ ?

જ૦–પાચ, ૧ આંખ, નાક, કાન, જીભ અને ચામડી.

સ૦–આખનો ઉપયોગ શો ?

જ૦–તેનાથી હરકોઈ વસ્તુ જોઇ શકાય છે.

સ૦–નાકનો ઉપયોગ શો ?

જ૦–નાકથી સારી અથવા નઠારી વાસ સુઘીને પારખી શકાય

સ૦–કાનનો ઉપયોગ શો ?

જ૦–કાને સાભળી શકાય છે

સ૦–જીભનો ઉપયોગ શો ?

જ૦–જીભથી હરકોઈ પ્રકારનો સ્વાદ લઇ પારખી શકાય છે.

સ૦–ચામડીનો ઉપયોગ શો?

જ૦–ચામડીથી સુંવાળુ, ખરબચડું, ટાઢુ, ઉનું, પોચું, કઠણ વગેરે પારખી શકાય છે.

## રંગ.

સ૦–મુખ્યરંગ કેટલા છે અને કયા કયા ?

જ૦–ત્રણ. ૧. લાલ, ૨ પીળો, ૩. વાદળી. એમને મૂળરંગ કહે છે, અને એ સિવાય બાકીના રંગો મિશ્ર રંગ કહેવાય છે કારણકે તેઓ જુદા જુદા રંગોની મેળવણીથી બનાવાય છે.

સ૦–કીરમજી રંગ શીરીતે બનાવાય ?

જ૦–લાલ અને ઘેરો, વાદળી ભેગો કરવાથી.

સ૦–કેસરી રંગ શીરીતે બનાવાય ?

જ૦–લાલ અને પીળો રંગ ભેગો કરવાથી.

સ૦–લીલો રંગ શીરીતે બને છે ?

જ૦—વાદળી અને પીળા રંગ ભેગા કરવાથી.

સ૦—તપખીરીઓ રગ શીરીતે થાય ?

જ૦—કેશરી અથવા નારગી રંગમાં લીલો મેળવવાથી.

સ૦—કત્થાઇ રંગ શીરીતે બને ?

જ૦—કેશરીમા જાંબુડો રંગ મેળવવાથી.

સ૦—રાખોડીઓ રંગ શીરીતે બને ?

જ૦—ધોળામાં થોડો કાળો રંગ નાંખવાથી.

સ૦—જાંબો ભુરો રગ શીરીતે બને ?

જ૦—ધોળા રંગમા કાળો રગ વધારે નાખવાથી.

સ૦—વાદળી રંગ શીરીતે બને ?

જ૦—ઘેરો વાદળી રંગ લઇ તેમા ધોળો રંગ થોડો નાખવાથી.

સ૦—ગુલાબી રગ શીરીતે થાય ?

જ૦—ધોળો રગ લઇ તેમા લાલરંગ થોડો નાખવાથી

## લુગડાં.

સ૦—લુગડા કેટલી જાતના છે અને કયા કયા ?

જ૦—પાચજાતના ૧. રૂના, ૨ ઉનના, ૩ રેશમના, ૪ ઝાડની છાલના, અને ૫ ચામડાના

સ૦—હાલ આપણે કઇ કઇ જાતના લુગડા વાપરીએ છીએ

જ૦—સુતરનાં, ઉનના, અને રેશમના

સ૦—બાકી છાલના અને ચામડાના લુગડા કેમ વાપરતા નથી.

જ૦—તે સારાં લાગતા નથી વળી તે ભારે ઘણી કીંમત અને મહેનતથી બને છે. અને ટકવામા છાલનાં ઓછા છે વગેરે કારણે.

સ૦—રૂનાં લુગડાં કઇ ઋતુમાં પહેરીએ છીએ?

જ૦—ગરીબ લોકો તો ઉનાળો, શિયાળો અને ચોમાસામાં પહેરે છે. પણ ગૃહસ્થ લોકો ઉનાળામાજ પહેરે છે

સ૦—ઉનનાં લુગડાં કઇ ઋતુમાં પહેરીએ છીએ.

જ૦—ગૃહસ્થો શિયાળામા અને ચોમાસામાં પહેરે છે. અને સાધારણ લોકો બહુ ટાઢમા પહેરે છે. કારણકે ઉન જાતે ગરમછે

સ૦—રેશમનાં લુગડાં કોણ પહેરે છે? અને શાથી ?

જ૦—તે ઘણાં મોંઘામળેછે માટે શ્રીમંત લોકોજ પહેરી શકેછે.

સ૦—સુતર, ઉન અને રેશમ શેનુંબનેછે ?

જ૦—સુતર કપાસમાંથી નીકળેલા રૂનુ બને છે

ઉન ઘેટાના વાળનુ થાય છે.

રેશમ શેતુરના પાદડા ખાઇ એક જાતના કીડા લાળ કાઢી કોશેટા બનાવે છે તેનુ થાય છે.

સ૦—કપડાથી શો ફાયદો ?

જ૦—તાવ, ટાઢ, અને શરદીથી શરીરનુ રક્ષણ થાય છે

સ૦—જાનવરોને કપડા વગર કેમ રક્ષણ થતું હશે ?

જ૦—ઈશ્વરે તેમની ચામડીજ એવા પ્રકારની બનાવી છે કે જેથી તેમને કપડાની જરૂર પડતી નથી

# વડોદરા રાજ્યની ભૂગોળ.

## દિશાઓ સંબંધી માહિતી.

૧ જે બાજુ તરફ સૂર્ય ઉગે છે, તેને પૂર્વ કે ઉગમણી દિશા કહે છે.

૨ જે બાજુ તરફ સૂર્ય આથમે છે. તેને **પશ્ચિમ** કે **આથમણી** દિશા કહે છે.

૩ પૂર્વ તરફ મો કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફની બાજુને **ઉત્તર** દિશા કહે છે, અને જમણા હાથ તરફની દિશાને **દક્ષિણ** દિશા કહે છે

૪ પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને **અગ્નિકોણ** કહે છે

૫ દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેના ખૂણાને **નૈઋત્યકોણ** કહે છે.

૬ પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેના ખૂણાને **વાવ્યકોણ** કહે છે.

૭ ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેના ખૂણાને **ઇશાનકોણ** કહે છે.

ચાર મુખ્ય દિશાઓ અને ચાર ખૂણા મળીને આઠ દિશાઓ થાય, તેમાં ઉપરની અને નીચેની એટલે આકાશ તથા પાતાળ તરફની બે દિશાઓ ઉમેરતાં દિશાઓ દશ થાય

## નકશાની દિશાઓ.



નકશો સરળ રીતે વંચાય એવી રીતે સામે ધર્યો હોય અગર ખીંટી ઉપર લટકાવ્યો હોય, તો તેની ઉપરની બાજુને ઉત્તર દિશા કહે છે, ને તેની નીચેની બાજુને દક્ષિણ દિશા કહે છે. જોનારના જમણા હાથ તરફની નકશાની બાજુને પૂર્વ, અને ડાબા હાથ તરફની બાજુને પશ્ચિમ દિશા કહે છે.

## વ્યાખ્યાઓ.

**ટેકરી**—જમીનના સાધારણ મોટા ઉંચા ભાગને **ટેકરી** કહે છે.

**ડુંગરી**—ટેકરી કરતા વધારે મોટા અને ઉંચા જમીનના ભાગને **ડુંગર** કહે છે

**બેટ**—ચારે તરફથી પાણીથી વીંટળાયેલા જમીનના ભાગને **બેટ** કહે છે.

**દ્વીપકલ્પ**—જે જમીનનો ભાગ ત્રણ બાજુએ પાણીથી વીંટળાયેલો હોય તેને **દ્વીપકલ્પ** કહે છે.

**સરોવર**—ચારે બાજુએ જમીનથી વીંટળાયેલા પાણીના મોટા ભાગને **સરોવર** કહે છે.

**તળાવ**—ચારે બાજુએ જમીનથી વીંટળાયેલા પાણીના નાના ભાગને **તળાવ** કહે છે.

**નદી**—પર્વત ડુંગર કે સરોવરમાંથી જે મીઠા પાણીનો પ્રવાહ નીકળી જમીન ઉપર વહેતો જઈને સમુદ્રને કે બીજા કોઈ પાણીના સમૂહને મળે છે તેને **નદી** કહે છે.

**મુળ**—જે ઠેકાણેથી નદીનો પ્રવાહ નીકળે છે, તે ઠેકાણાને નદીનું મુળ કહે છે.

**મુખ**–જે ઠેકાણે નદીનો પ્રવાહ સમુદ્રને મળે છે તે ઠેકાણાને નદીનું મુખ કહેછે.

**સમુદ્ર**–પૃથ્વીની સપાટી ઉપરના ખારા પાણીના મોટા સમૂહ ને સમુદ્ર કહે છે.

**અખાત**–સમુદ્રનો જે સાંકડો ફાંટો જમીનની ઉપર આઘો ગયો હોય, તેને અખાત કહે છે

**બંદર**–જે ગામ સમુદ્રકે મોટી નદીને કિનારે હોવાથી ત્યાં વહાણો કે આગબોટો આવતા હોય અને તેથી વેપાર ચાલતો હોય તે ગામને બદર કહે છે.

**ગામડું**–જે ઠેકાણે થોડા ઘણા ઘર અને માણસોની વસ્તી હોય, તે ઠેકાણાને ગામ કે ગામડું કહે છે

**કસ્બો**–જે ઠેકાણે ગામડા કરતા વધારે ઘર હોય અને ઘણા માણુસોની વસ્તી હોય તેને કસ્બો કહે છે.

**શહેર**–જે ઠેકાણે કસ્બા કરતાં વધારે ઘર, અને માણસોની વસ્તી ઘણી હોય તેને શહેર કહે છે.

**મહાલ**–સરકારી વસુલની સવડ માટે ઠરાવેલા ગામોના જથ્થાને તાલુકો કે મહાલ કહે છે.

**પેટામહાલ**–તાલુકામા એટલાં બધા ગામ હોય અગર તે એટલો મ્હોટો હોય કે જેથી વસુલાત વગેરેની વ્યવસ્થા જોઇએ તેવી રીતે થઇ શકે નહિ તે માટે થોડાક ગામોનો જથો કે દૂરનો ભાગ જૂદો મુકરર કરવામા આવે તેને પેટામહાલ કહે છે.

**પ્રાંત અગર જીલ્લો**–તાલુકાઓના અમુક જથાને પ્રાંત અગર જીલ્લો કહે છે. એટલે પાચ દશ તાલુકા મળીને એકપ્રાત થાય છે

# નદીઓ.

## ( વડોદરા પ્રાંત. )

૧ વિશ્વામિત્રી–પાવાગઢના ડુંગરમાંથી નીકળી વડોદરા અને ચોરંદા તાલુકામાં વહીને ઢાઢરને મળે છે.

૨ મહી–માળવાના ડુંગરમાથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

૩ નર્મદા–અમરકંટના પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

૪ ઓર–સાતપુડાના ડુંગરમાંથી નીકળી ચાણોદ આગળ નર્મદાને મળે છે

૫ ઢાઢર–જાંબુઘાડાના ડુંગરમાથી નીકળી ટંકારીઆ બંદર આગળ ખંભાતના અખાતને મળે છે.

## ( કડી પ્રાંત. )

૬ સાબરમતી–મહીકાંઠાના પર્વતમાંથી નીકળી અમદાવાદ આગળ થઇ ખંભાતના અખાતને મળે છે,

૭ રૂપેણ–તારંગાના ડુંગરોમાથી નીકળી કચ્છના રણમાં સમાય છે.

૮ ખારી–ઇડર સંસ્થાનમાના હડોલ ગામ નજીકમાંના ભીમ તળાવમાથી નીકળી મહેસાણા આગળ વહી રૂપેણને મળે છે.

૯ સરસ્વતી–અંબાજી પાસેના કોટેશ્વર મહાદેવના ડુંગરમાંથી નીકળી સિદ્ધપુર અને પાટણ આગળ વહી કચ્છના રણમાં સમાયછે.

૧૦ મેશ્વો—દેહગામ મહાલમાંથી વહીને આગળ જતાં વાત્રક-ને મળે છે.

૧૧ બનાસ—પાટણ તાલુકાની ઉત્તર તરફની સરહદે થઇને કચ્છના રણમા જાય છે.

૧૨ વાત્રક—ડુંગરપુર પાસે ઉત્પન્ન થઇ વડોદ્રા આગળ સાબ-રમતીને મળે છે

૧૩ ખારી—( બીજી ) દેહગામ તાલુકામા વહી સાબરમતી-ને મળે છે.

## નવસારી પ્રાંત

૧૪ તાપી—માનપૂરના ડુંગરમાથી નીકળી સુરત પાસે ખ-ભાતના અખાતને મળે છે

૧૫ મીંઢોળા, ૧૬ કાવેરી, ૧૭ કીમ — રાજપીપળાના ડુંગ માથા નીકળી ખભાત-ના અખાતને મળે છે

૧૮ પૂર્ણા—વાંસીઆબાના ડુંગરમાથી નીકળી અરબી સ-મુદ્રને મળે છે

૧૯ અંબિકા—સાગગઢ પાસેથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

## ( અમરેલી પ્રાંત )

૨૦ શેત્રુંજી—ગીરના ચાચઇ નામના ડુંગરમાથી નીકળી ખભાતના અખાતને મળે છે

૨૧ ધાતરવાડી—ગીરના ડુંગરમાથા નીકળી અરબી સમુદ્રને મળે છે.

૨૨ ઠેબી, ૨૩ વડી — ગીરના ડુંગરમાથી નીકળી તેમનો અમરેલી આગળ સંગમ થઇ તેઓ આગળ જતા શેત્રુ-જીને મળે છે

૨૪ શીંગવડો—ગીરના ડુગરમાથી નીકળી કોડીનાર પાસે અરબી સમુદ્રને મળે છે.

આપણે વડોદરા રાજ્યમા રહીએ છીએ. આપણા ઉપર ગા યકવાડ સરકાર રાજ્ય કરે છે તેઓ જાતે મરેઠા છે. આપણા હાલના મહારાજાનું નામ શ્રીમત સયાજીરાવ મહારાજ છે શ્રીમત મહારાજા સાહેબને ત્રણ કુંવર અને એક કુંવરી હાલ છે. તેમના નામ (૧) જયસિહરાવ, (૨) શિવાજીરાવ, (૩) ધૈર્યસિહરાવ. કુંવરી ઇંદીરારાજા છે. તેમનુ લગ્ન કુચબિહારના મહારાજા સાથે થયુ છે

સૌથી મોટા કુંવર ફત્તેસિહરાવ હતા તેઓ સ્વર્ગવાસ થયા છે. તેમને હાલ બે કુંવરી અને એક કુવર છે. કુંવરનુ નામ પ્રતાપસિંહરાવ અને કુંવરીના નામ ઇંદુમતી અને લક્ષ્મીદેવી છે.

આપણા હાલના રાજ માતુશ્રીનુ નામ ચીમનાબાઇ છે.

ગાયકવાડ સરકારની રાજધાની વડોદરામા છે. વડોદરા શહેર વિશ્વામિત્રી નદી ઉપર આવ્યુ છે વડોદરા રાજધાનીનુ શહેર લગભગ પાંચ માઇલ ઘેરાવામાં વસ્યુ છે.

રાજ્યના બંદોબસ્ત માટે ચાર ભાગ કર્યા છે, તે દરેકને પ્રાંત ( જીલ્લો ) કહે છે.

(૧) કડીપ્રાંત (૨) વડોદરા પ્રાંત. (૩) નવસારી પ્રાંત. (૪)અમરેલી પ્રાંત વડોદરા રાજ્યની એકંદર વસ્તી ૨૦૩૨૭૯૮ માણસની છે. ગામની સંખ્યા ૩૦૯૪૭ અને રાજ્યમા કુલ ૪૨ મહાલ અથવા તાલુકા છે

## ૧ કડી પ્રાંત.

**સીમા**—ઉત્તરે—રાધનપુર અને પાલણપુર સંસ્થાન. પૂર્વે-ઇડર સંસ્થાન, અમદાવાદ જીલ્લો અને મહીકાંઠા એજન્સી. દક્ષિણે-ખેડા તથા અમદાવાદ જીલ્લો. પશ્ચિમે-અમદાવાદ જીલ્લો, મહીકાંઠા અને રાધનપુર સંસ્થાન છે.

| તાલુકા. | નદીઓ. | તાલુકાના મુખ્ય શહેરો. | વિશેષ હકીકત. |
|---|---|---|---|
| પાટણ | સરસ્વતી, | પાટણ, બાલીસણા, સંડેર, | આ પ્રાંતની |
| | બનાસ, | મણુંદ, રણુંજ, કંથરાવી. | વસ્તી ૮,૪૨. |
| સિદ્ધપુર | સરસ્વતી | સિદ્ધપુર, ઉંઝા, ઉનાવા, અ- | ૧૬૨ માણસો |
| | | મ્હોર, ઉપેરા. | ની છે, એકં- |
| ખેરાળુ | રૂપેણ, ખારી | ખેરાળુ, વડનગર, ઉમતા સુંઢીય | દરે ૧,૦૫૨ |
| | | મિપોર, ડભોડા, લુણુવા, જારકા. | ગામો છે. |
| ચાણસ્મા | રૂપેણ | ચાણસ્મા, ધીણોજ, વડાવલી, | જમીનસપાટ |
| | | સંખલપુર, મુદેરા. | અને રેતાળ |
| વિસનગર | રૂપેણ | વિસનગર, વાલમ, ભાન્ડુ, કાંસા, | છે વરસાદસા- |
| | | કડા, દેણપ | ધારણ પડેછે |
| મહેસાણા | રૂપેણ, ખારી | મહેસાણા, લાંઘણજ, લીંચ, | તેથી બાજરી |
| | | ખેરવા, બલોલ, મેઉ, પાંચોટ | જુવાર, વિગે- |
| વિજાપુર | સાબરમતી | વિજાપુર, લાડોલ, ગોજારીયા, | રે સાધારણ |
| | | વસઈ, ચરાડા, પીલવાઈ | ધાન્યો પાકે |
| કડી | ० | કડી, ડાગરવા, રાજપુર કંડ, મો- | છે આ પ્રા |
| | | ડાઆદરજ, નંદાસણ, થોળ | તની હવા |
| કલોલ | સાબરમતી | કલોલ, મઢદવ, રૂપાલ, કોલવડા | સુકી અને |
| | | નારદીપુર, ગધેજા, ઉનાઉ, | સારી છે. |
| દેહગામ | સાબરમતી | દેહગામ, બહિએલ, નાદોલ, | લોકો માદા |
| | મેશ્વા, ખારી | મોટા ઇસનપુર છલા, કડવાડા, | અને બાગાછે, |
| | | પેટા મહાલો. | કોઇકોઇ સ્થ |
| હારીજ. | સરસ્વતી. | હારીજ, અડીયા | ળે અફીણનો |
| (પાટણનો) | બનાસ, | | પાક થાયછે. |
| આતરસુંબા | વાત્રક, વરાશી, | આતરસુંબા, કાણિએલ, કનીપુર | |
| (દેહગામનો) | ખામણ, મોહોર | | |

# વડોદરા પ્રાંત.

સીમા–ઉત્તરે ખેડા જીલ્લો. પૂર્વે–રેવાકાંઠા અને પંચમહાલ. દક્ષિણે–ભરૂચજીલ્લો, રાજપીંપળા સંસ્થાન અને નર્મદા નદી. પશ્ચિમે–ખંભાત સંસ્થાન તથા ખેડા જીલ્લો આવેલા છે.

| તાલુકા. | નદીઓ. | તાલુકાનાં મુખ્ય શહેરો. | વિશેષ હકીકત. |
|---|---|---|---|
| પેટલાદ | મહી, શેઢી | પેટલાદ, મોજીત્રા, નાર, ધર્મજ, વસો, પીજ, મહેળાવ, ચાંગા, બાકરોલ. | આ પ્રાંતમાં ૫,૮૭,૫૫૫ માણસોની |
| સાવલી | મોની, વિશ્વામિત્રી. | સાવલી, સોખડા, ગોઠડા, તુંડાવ, ડેસર, સાંકરદા, સાંઢાસાલ, | વસ્તી છે, અને કુલ ૯૩૬ |
| વાઘોડીઆ | સૂર્યા, જાંબુઓ, વિશ્વામિત્રી | વાઘોડીઆ, જરોદ, રવાલ, માડધર, સાગાડોલ, અણિઆરા. ( સયાજી સરોવર છે. ) | ગામ છે. જમીન રસાળ છે, માણસો માયાળુ છે. જોઈતો |
| વડોદરા | મહી, ઢાઢર, જાંબુઓ, વિશ્વામિત્રી. | વડોદરા, છાણી, કોયલી, ગોરવા ભાયલી, વરણામા, ઇટોલા, મકરપુરા. | વરસાદ પડે છે. રાજ્યગાદી વ- |
| પાદરા | મહી, ઢાઢર વિશ્વામિત્રી. | પાદરા, મુજપુર, વડુ, કરખડી, દરાપુરા, ડબકા, ડભાસા. | ડોદરામાં છે. તેમાં રાજમ- |
| ડભોઇ | ઢાઢર, ઓર, હેરણ. | ડભોઇ, કારવણ, મંડાળા, સાઠોદ, નડા. | હેલ, ડફીન હોરપીટલ, કો- |
| સંખેડા | ઉચ્છ. | સંખેડા, બહાદરપુર, ભાટપુર, વાસણા, કોસંદ્રા, માંકણી. | લેજ અને કળાભવન છે. ક- |
| શિનોર | નર્મદા, ઓર. | શિનોર, બરકાલ, ફોફળીઆ, કરનાળી, તેન. | માટીગામ, શા- |

| | | | |
|---|---|---|---|
| ચાણોદ | નર્મદા, ઓર | ચાણોદ. | કભાજીની મ. |
| કરજણ | ૦ | મિયાગામ, કરજણ, વલણ, કડારી, કોરલ, ચોરંદા | રકીટ અ. ન્યાય મંદી જોવાજેવુ છે |
| | | પેટા મહાલો. | |
| ભાદરણ (પેટલાદનો) | મહી | ભાદરણ, વાલવોડ, ઝારોળા, બામણગામ, સિસ્વા. | |
| તિલકવાડા સંખેડાનો) | નર્મદા, મીણી | તિલકવાડા, અમરોલી. | |

ટીપ–૧ પેટલાદ મહાલના ઉત્તર તરફના ભાગને **ચરોતર** કહે છે તેની જમીન ગોરાડુ અને રસાળ છે અને મુખ્ય પેદાશ તંબાકુની છે.

૨ ચોરંદા, શિનોર અને ડભોઈ મહાલની જમીન કાળી છે. અને તે ભાગને **કાનમ** કહે છે. મુખ્ય પેદાશ કપાસ અને જુવારછે.

૩ સાવલી અને વાઘોડીયા મહાલના ભાગને **ચોરાશી** કહે છે. મુખ્ય પેદાશ ડાંગર છે.

૪ પાદરા તરફના ભાગને **વાકળ** કહે છે. મુખ્ય પેદાશ બાજરી, તુવેર, અને કઠોળ છે

૫ સખેડા મહાલનો પૂર્વ તરફનો કેટલોક ભાગ **જંગલ** છે તેમાં ઇમારતી લાકડાં અને સોનગીર તથા મોતીપરા ગામ આગળ પથ્થરની ખાણોછે તેમાથી ઇમારતી પથ્થર નીકળે છે.

## નવસારી પ્રાંત.

સીમા–ઉત્તરે–ભરૂચ જીલ્લો અને રાજપીંપળા સસ્થાન. પૂર્વે–ખાનદેશ અને સુરત જીલ્લો. દક્ષિણે–સુરત જીલ્લો, વાંસદા અને ધરમપુર સંસ્થાનો. પશ્ચિમે–સુરતજીલ્લો અને અરબી સમુદ્ર છે.

| તાલુકા. | નદીઓ | તાલુકાના મુખ્ય શહેરો | વિશેષ હકીકત. |
|---|---|---|---|
| વેળાછા | કીમ. | વેળાછા, નાનીનરોળી, માગરોળ, હથુરણ, કોસાડી, કોસંબા, લિંબાડા. | આ પ્રાંતમા એકંદર ૭૬૨ ગામછે. અને |
| કામરેજ | તાપી | કઠોર, વરિઆવ, ખોલવડ, કામરેજ, ધળા, શેવણી દિગસ | ૩,૭૫,૪૬૭ માણસોની વસ્તી |
| સોનગઢ | તાપી, પૂર્ણા, | સોનગઢ, સાદ્દહેર, સેગોપાડા, ડોસવાડા, શિંગપુર, ઉખળદા. | છે, જમીન સાધારણ રીતે |
| વ્યારા | તાપી પૂર્ણા, અંબીકા. | વ્યારા, ડોલવણ, કાનપુરા, બેડોઓરડી | ઠંડી અને રસાળછે. તેથી ફળ- |
| મહુવા | પૂર્ણા, અંબિકા, કાવેરી | મહુવા, નળધરા, કાતી, મહુવરીઆ, ઝેરવાવળા, અનાવલ | ફળાદી સારાં થાયછે. નવસારી |
| પલસાણા | મિંઢોળા, | પલસાણા, બલેશ્વર, એના. | અને ગણદેવી |
| નવસારી | પૂર્ણા, મિંઢોળા | નવસારી, વેરમા, ઉભરાટ, ડાભેલ, ચોવીસી, મરોલી, ધામણ, તવડી | મહાલમા શેરડો ઘણી પાકે છે અને તેનો |
| ગણદેવી | અંબિકા, કાવેરી, વેંગણી, પનીઆર. | ગણદેવી, બીલીમોરા, ધમડાછા, માસા. | ગોળ વખણાય છે. સોનગઢ અને વ્યારા તાલુકામાં જંગલ ઘણુ છે. |
| | | **પેટામહાલો.** | તેમાં સાગ, સીસમ વિગેરે થાય છે. ત્યાંના |
| વાકળ (વેળાછાનો) | તાપી. | વાકળ, ઘોડબાર, આંબાવાડી. | |
| ઉમરવાડા (સોનગઢનો) | તાપી. | ઉમરવાડા. | હવાપાણી સા- |

| | | |
|---|---|---|
| | | રા નથી લોકો ભોળા અને મોજીલાછે. ૫- રોણામતમાં એકો છે ધા- ણુકા લોકોની વસ્તીવધારેછે. |

# અમરેલી પ્રાંત

આ પ્રાતના બે ભાગ કરેલા છે. ૧, અમરેલી પચમહાલ. ૨. ઓખામંડળ.

સીમા–૧ અમરેલી પંચમહાલની ઉત્તરે–બાબરા, ગોંડળ અને ભાવનગર સંસ્થાનો છે. પૂર્વે–પાલીતાણા અને ભાવનગર સસ્થાનો છે. દક્ષિણે–જુનાગઢ સસ્થાન અને અરબી મમુદ્ર છે પશ્ચિમે–જામનગર તથા જુનાગઢ સસ્થાનો છે

૨ ઓખામડળની ઉત્તરે–કચ્છ સસ્થાન પૂર્વે–જામનમર સસ્થાન દક્ષિણ તથા પશ્ચિમે–અરબી સમુદ્ર.

| તાલુકા | નદીઓ | તાલુકાના મુખ્ય શહેરો | વિશેષ હકીકત. |
|---|---|---|---|
| દામનગર. | કાળુભાર, કેરી. | દામનગર, ચાવંડ, શેખપુર, પાડરશી ગા. | આ પ્રાંતમાં એકંદર ગામ ૩૦૮ છે. વ- સ્તી ૭૮૨૬ માણસોની છે. |
| અમરેલી. | શેત્રુજી. ધાતરવાડી, વડી, ઠેબી | અમરેલી, વાકીઆ, મોઠાઆંકડીઆ, વરસડા, સરભંડા, નાનાઆંકડીઆ, બાબાપુર. | |

| | | | |
|---|---|---|---|
| ધારી | શેત્રંજી, ધાતરવાડી | ધારી, ચલાળા, ભાડેર, ભલગામ. | આ પ્રાંતની ઘણીખરી જમીન પથરીઆ છે. હવા સુકી છે વરસાદ થોડો વરસેછે, કોડીનાર અને ધારી મહાલનાં હવા પાણી સારા ગણાતાં નથી. આ પ્રાતમા યાત્રાના બે સ્થળ છે દ્વારકા અનેબેટસંખોદ્ધાર છે તેમા વૈષ્ણવોનો મળો મરાયછે. લોકો-શરીરે મજબુત બાંધાના હોય છે. આ પ્રાંતમાં પર્વત—ચાચઇ, (ધારીમહાલમાં) અને ગીર, (કોડીનાર અને ધારીની વચમાંછે. |
| કોડીનાર | શીંગવડો, સોમ. | કોડીનાર, દેવળી, ધાંટવડ, છારા, ડોળાસા. | |
| *ઓખામંડળ | ગોમતી, ઓખા. | દ્વારકા, વરવાળા, આરંભડા, ધીણુકી, પ્રાસણવેલ, પોશિત્રા | |
| | | **પેટામહાલો-** | |
| રતનપુર (દામનગરનો) | ૦ | શીયાનગર, ભાણુપુર, રતનપુર, શાસપુર, નવાગામ. | |
| ભીમકટા (અમરેલીનો) | ૦ | ભીમકટા | |
| ખાંભા (ધારીનો) | શેત્રુંજી ધાતરવાડી. | ખાંભા, ઇંગોરાળા, ખાખબાઇ | |
| બેટસંખોદ્ધાર (ઓખામંડળનો) | ૦ | બેટસંખોદ્ધાર એટલુંજ છે. | |

* ઓખામંડળ તાલુકામા અરબી સમુદ્ર, કચ્છનો અખાત અને ગોપી તળાવ છે.

# પ્રખ્યાત સ્થળો.

**પાટણ**–કંકુ, સુડીઓ, કસુબો, મશરૂ, રેશમીકપડા, પટોળાં, માટીનાં વાસણ તથા રમકડા બહુ સારા બને છે.

**સિદ્ધપુર**–સરસ્વતી નદી ઉપર છે. માતૃગયા શ્રાદ્ધ થાય છે. તથા મૂળરાજનો બંધાવેલો રૂદ્રમાળ જોવા લાયક છે

**ઉંઝા**–કડવા કણબીઓના ઉમીયામાતાનું મોટું દેવાલય છે.

**વડનગર**–નાગર લોકોનું હાટકેશ્વર મહાદેવનું જૂનું સ્થાન છે. વડનગરા નાગરોનું ઉત્પત્તિ સ્થાન છે.

**બેચર**–બેચર ગામ પાસે બહુચરાજી માતાનું મોટું સ્થાનક છે

**મુઢેરા**–રામચંદ્રજીનું જુનું મંદીર તથા મુઢેરા માતાના સ્થાનક માટે પ્રખ્યાત છે

**વિસનગર**–વિસનગરા નાગરની ઉત્પત્તિનું સ્થાન છે. અહીંના પીતળના વાસણો તથા હુન્નર વખણાય છે.

**આતરસુંબા**–છરા, છરી, લોઢી વિગેરે લુહારી કામ સારૂં થાય છે.

**પેટલાદ**
**વસો** }––વણાટનું કામ સારૂ થાય છે

**વડોદરા**–વિશ્વામિત્રી નદી ઉપર છે ગાયકવાડી રાજ્યનું મુખ્ય શહેર છે અને તેમાં સરકારની રાજગાદી છે. ન્યાયમંદીર, લક્ષ્મી વિલાસ રાજમહેલ, નજરબાગનો બંગલો, માંડવી, કોલેજ, ડફરીન-હોસ્પીટલ, સ્વામીનારાયણનું મંદીર, મોતીબાગનો બંગલો, ચીમના-બાઇ ટાવર, કલાભવન, કમાટીબાગ અને તેમાંનું સંગ્રહસ્થાન ઘણું જોવા લાયક છે તથા પાઘડીઓ સારી થાય છે.

**મકરપુરા**–રાજમહેલ તથા તેનો બાગ જોવા લાયક છે.

**પાદરા**–ખાદી સારી થાય છે

**દરાપુરા**–રંગાટી કામ સારૂં થાય છે.

**ડભોઈ**–કરબાની આસપાસનો કોટ તથા નકશીકામ ઘણું સારૂં છે અને તે જોવા જેવું છે.

**સંખેડા**–સોનેરી ખરાદી કામ સારૂં થાય છે.

**કરનાળી**–ક્ષેત્રનું ગામ છે.

**બરકાલ**–પાસે નર્મદાના પટની વચ્ચે વ્યાસ ક્ષેત્ર છે. સામે કાંઠે શુકદેવજીનું દેવળ છે

અંબાલી ગામ પાસે અનસુયા માતાનું સ્થાનક છે,

**ચાણોદ**–કાટના વેપારનું મથક છે આ ઠેકાણે કાતકી તથા ચૈત્રી પુનમ ઉપર મોટા મેળાભરાય છે નર્મદા અને ઓર નદીનો અહીં સંગમ થાય છે.

**સોનગઢ**-કિલ્લો જોવા લાયક છે

**ખંભાળીયા**–ઉનાઇ માતા છે તથા ત્યાં ઉના પાણીના કુંડ છે. ત્યાં ચૈત્ર શુદી પુનમે મોટો મેળો ભરાય છે

**ધમડાછા**–કેરીઓ બહુ સારી થાય છે.

**અમરેલી**–ચોફાળ, ખાદી, કાપડ રંગવાનું તથા વણવાનું કામ અને ઓપદાર ચાદીના વાસણ સારાં થાય છે.

**ધારી**-તરવારનાં મ્યાન તથા ઘોડા ઉપર નાખવાનો સામાન સારો થાય છે.

**દ્વારકાં**–પ્રસિદ્ધ જાત્રાનું સ્થળ છે, તે પહેલાં શ્રીકૃષ્ણની રાજધાની હતી.

# ગણીત.

## સંખ્યા લેખન અને વાંચન.

૧ દશથી ઓછા હોય તેને એકમ કહે છે.

૨ એકમને દશ ગણુા કરીએ તો દશક થાય

૩ દશકને દશ ગણુા કરીએ તો શતક થાય.

૪ શતકને દશ ગણુા કરીએ તો હજાર થાય.

૫ હજારને દશ ગણુા કરીએ તો દશ હજાર થાય.

એ પ્રમાણે દશ દશ ગણુા કરવાથી લાખ, દશલાખ, કરોડ, અને દશકરોડ થાય છે એક હજારમાં દશ શતક છે. એક શતકમાં દશ દશક છે. એક દશકમાં દશ એકમ છે. માટે એક હજાર એટલે દશ સો, સો દશક અથવા હજાર એકમ થાય છે.

| ૧૦ કરોડ | કરોડ | ૧૦ લાખ | લાખ | ૧૦ હજાર | હજાર | શતક | દશક | એકમ |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | ૯ |
| | | | | | | | ૬ | ૮ |
| | | | | | | ૧ | ૩ | ૩ |
| | | | | | | ૯ | ૨ | ૫ |
| | | | | | ૩ | ૬ | ૨ | ૫ |
| | | | | ૫ | ૪ | ૪ | ૦ | ૮ |
| | | | | ૯ | ૫ | ૬ | ૯ | ૬ |
| | | | | | ૫ | ૪ | ૦ | ૭ |
| | | | ૧ | ૨ | ૭ | ૪ | ૫ | ૩ |
| | | | ૯ | ૧ | ૯ | ૬ | ૪ | ૩ |
| | | ૨ | ૮ | ૦ | ૦ | ૮ | ૭ | ૫ |
| | | ૭ | ૨ | ૦ | ૩ | ૦ | ૦ | ૯ |
| | ૯ | ૪ | ૫ | ૯ | ૭ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૨ | ૨ | ૩ | ૨ | ૪ | ૫ | ૬ | ૭ |

( ૧ ) ૯. નવ, ૬૮ અડસઠ. ( ૨ ) ૧૩૩ એકસો તેત્રીસ. ( ૩ ) ૯૨૫ નવસેં પચીસ. ( ૪ ) ૩૬૨૫ ત્રણ હજાર છસો પચીસ. ( ૫ ) ૫૪૪૦૮ ચોપન હજાર ચારસેં આઠ. ( ૬ ) ૯૫૬૯૬ પંચાણું હજાર છસેં છન્નુ. ( ૭ ) ૫૪૦૭ પાંચ હજાર ચારસેં સાત. ( ૮ ) ૧૨૭૪૫૩ એક લાખ સત્તાવીશ હજાર ચારસેં ત્રેપન. ( ૯ )

૯૧૯૬૪૩ નવલાખ ઓગણીસ હજાર છસેં તેંતાળીસ. ( ૧૦ ) ૨૮૦૦૮૭૫ અઠાવીસલાખ આઠસેં પંચોતેર. ( ૧૧ ) ૭૨૦૩૦૦૯ બોતેર લાખ ત્રણ હજાર નવ. ( ૧૨ ) ૯૪૫૯૯૪૩૫ નવ કરોડ પીસ્તાળીલાખ સતાણુંહજાર ચારસે પત્રીસ. ( ૧૩ )૧૨૨૩૨૪૫૬૭ બારકરોડ તેવીસલાખ ચોવીસહજાર પાચસે સડસઠ.

સખ્યાનું સંયોગીકરણ પ્રથકકરણ અને મોઢાના સરવાળા તથા બાદબાકી.

( ૧ ) ૩૫ પાત્રીસ એમા ત્રણ દશક અને પાચ એકમ ત્રણ દશકની કીંમત ૩૦ માં ૫ ઉમેરીએ તો ૩૫ થાય એમા ૫ નાંખીએ તો ૪૦ થાય અને ૪૦ ના ૪ દશક થાય

( ૨ ) ૧૯ એમા ૧ દશક અને ૯ એકમ રહેલા છે, ૧ દશકની કીંમત ૧૦ મા ૯ ઉમેરીએ તો ૧૯ થાય તેમાથી ૫ એકમ લઈ લઇએ તો ૧ દશક + ૪ એકમ મળી = ૧૪ થાય

( ૩ ) ૧૩૬ આમાં ૧ શતક + ૩ દશક + ૬ એકમ છે ૧ શતકની કીમત ૧૦૦ થાય છે, ૩ દશકની કીમત ૩૦ થાય છે અને ૬ એકમની કીંમત ૬ જ રહે છે

હવે ૧ શતકના ૧૦૦ માં ૩ દશકના + ૩૦ ઉમેરીએ તો = ૧૩૦ થાય તેમા + ૬ એકમ નાંખીએ તો = ૧૩૬ થાય

બીજી રીતે કહીએ તો ૧ શતક + ૩ દશક + ૬ એકમ = ૧૩૬ થાય તેમાંથી ૨ દશક અને ૪ એકમ લઇ લઇએ તો ૩ દશકમાંથી ૨ દશક જાય તો ૧ દશક રહે અને ૬ એકમમાંથી ૪ એકમ

જાય તો ૨ એકમ રહે એટલે ૧ શ૦ + ૧ દ૦ + ૨ એ૦=૧૧૨ રહે બીજી રીતે કહીએ તો ૨ દશકની કીમત ૨૦+૪ એકમ મળી=૨૪ બાદ જાય તો પણ ૧૧૨ બાકી રહે.

( ૪ ) ૬૦૫ આમા ૬ શતક + ૦ દશક એટલે દશક નથી, + ૫ એકમ મળી = ૬૦૫ થાય છે

૬ શતક = ૬૦૦ થાય + ૦ દશક ( શુનની કીમત ગણાતી નથી ) + ૫ એકમ = ૬૦૫ થાય, હવે ૬ શતકમા ૫ એકમ ઉમેરીએ તો પણ ૬૦૫ થાય
તેમાથી ૯ દશક અને ૫ એકમ કાઢી લઇએ તો ૫ એકમમાથી ૫ જતા રહે તો ૦ ( રહે. ) કઇ ન રહે દશક નથી માટે ૬ શતકમાથી ૧ શતક લઇએ તો તેના ૧૦ દશક થાય અને ૫ શતક રહે, હવે ૧૦ દશકમાથી ૯ દશક કાઢી લઇએ તો ૧ દશક રહે અને ૫ શતકમાથી કઇ જવાનુ નથી માટે ૫ શતક રહે. હવે ૫ શતકમા ૧ દશક ઉમેરીએ તો પાચસો દસ થાય

( ૫ ) ૯૯૭૯ આમા નવ હજાર છે નવ હજાર =૯૦૦૦
અને નવ શતક છે, નવ શતક = ૯૦૦
અને સાત દશક છે, સાત દશક = ૭૦
અને નવ એકમ છે, નવ એકમ = ૯

આ પ્રમાણે મળીને આખી સખ્યા નવ હજાર નવસે અગન્યાશી થઇ છે

**( ઉપર પ્રમાણે નવીન દાખલા બનાવી શિક્ષક સખ્યાનુ પ્રથક્કરણ, સયોગીકરણ અને મોઢાના સરવાળા તથા બાદબાકી શીખવવાં )**

# સરવાળા.

**વ્યાખ્યા**—બે કે વધારે સંખ્યાઓની મેળવણી કરવાથી જે નવી સખ્યા આવે તેને તથા તે શોધી કાઢવાની રીતને સરવાળો કહે છે

૧ એકજ વર્ગના પ્રાણી કે પદાર્થનો સરવાળો થઇ શકે છે.

ઉદા૦ } ૧ ૨૦ કેરી + ૧૧ કેરી = ૩૧ કેરી થાય
 ૨. ૧૫ ગાયો + ૩૦ ગાયો = ૪૫

૨. જુદા જુદા વર્ગના પ્રાણી કે પદાર્થોનો સરવાળો થઇ શકતો નથી.

ઉદા૦ ૧ ૧૫ ગાયો + ૩૦ ઘોડા = ૪૫ ગાયો કે ઘોડા થઇ શકે નહિ.

૨. ૧૫ કેરી + ૩૦ જમરૂખનો સરવાળો ૪૫ કેરી કે ૪૫ જમરૂખ થાય નહિ, પરંતુ ૧૫ ગાયો અને ૩૦ ઘોડાને બદલ ૧૫ ઢોર + ૩૦ ઢોર લઇએતો તેનો સરવાળો ૪૫ ઢોર થાય

( એજ પ્રમાણે આગળ બાદબાકીમા પણ સમજવુ ).

( ૧ ) બીજા ધોરણના એક વર્ગમા ૨૫ અને બીજામા ૩૧ છોકરા છે તો બધા મળી કેટલા છોકરા થયા ?

( अ ) આમા બે વર્ગના છોકરાની સખ્યાની મેળવણી કરવાની છે, જવાબ વધારે આવવાનો છે માટે તેનો સરવાળો કરવો

( ब ) એકજ વર્ગના પ્રાણી ( છોકરા ) છે માટે તેનો સરવાળો થઇ શકે

( क ) ૨૫ માં બે દશક અને પાંચ એકમ છે, તથા ૩૧ મા ત્રણ દશક અને એક એકમ છે

( ह ) બે દશકમાં ત્રણ દશક ઉમેરીએ તો પાંચ દશક એટલે ૫૦ એકમ થાય અને પાચ એકમમા એક એકમ નાંખીએ તો ૭ એકમ થાય હવે પચસ એકમમાં ૭ એકમ નાખીએ તો ૫૬ એકમ થાય, એટલે ૨૫ માં ૩૧ ઉમેરીએ તો ૫૬ થાય

( ૨ ) એક નિશાળમા ત્રણ ધોરણ છે, પહેલા ધોરણમા ૨૫ છોકરા છે બીજામાં ૧૮ અને ત્રીજામાં ૧૫ છોકરા છે. તો આખી નિશાળમા છોકરા કેટલા? અને પહેલા ધોરણમાં ૧ આનો, બીજામાં ૨ બે આના અને ત્રીજામા ૩ આના ફી લે છે તો આખી નિશાળમાં ફીના કેટલા આના આવે. ( આક આવડે છે તેથી તેનો ઉપયોગ કરવા આ હિસાબ મૂકયો છે )

નિશાળમાં કેટલા છોકરા છે તેની સખ્યા કહાડવાની છે માટે ત્રણે વર્ગના છોકરાનો સરવાળો કરવો પડશે અને તે એકજ વર્ગનાં પ્રાણી છે માટે સરવાળો થઇ શકશે માટે ૨૫ + ૧૮ + ૧૫ એ ત્રણ સખ્યા ૨+૧+૧=૪ દશક થયા, તેમા ૫+૮+૫ એકમ એકઠા કર્યા તો ૧૮ એકમ થયા. તેમાથી ૧ દશક નીકળ્યો. અને ૮ એકમ રહ્યા ૧ દશક ૪ દશકમા ઉમેર્યો તો ૫ દશક બરોબર ૫૦ એકમમા ૮ એકમ ઉમેર્યો તો છોકરાની સખ્યા ૫૮ થઇ. જવાબ.

હવે પહેલા ધોરણમા એક છોકરા દીઠ ૧ આનો ફી લે છે, માટે ૨૫×૧ = ૨૫ આના થયા.

બીજા ધોરણમાં એક છોકરા દીઠ ૨ આના ફી લે છે માટે ૧૮ × ૨ = ૩૬ આના થયા.

ત્રીજા ધોરણમાં એક છોકરા દીઠ ૩ આના ફી લે છે માટે ૧૫ × ૩ = ૪૫ આના થયા.

આમાં આખી નિશાળની ફી કેટલા આના છે તે ખોળી કહાડવાનું છે તેથી તેનો સરવાળો કરવો પડશે. માટે પ્રથમ ૫+૬+૫ એકમનો સરવાળો ૧૬ એકમ થયા તેમાંથી ૧ દશક અને ૬ એકમ નીકળ્યા તે ૨ + ૩ + ૪ દશકમા ૧ દશક ઉમેર્યો તો ૧૦ દશક થયા, દશ દશકના ૧૦૦ એકમ થયા તેમાં ૬ એકમ ઉમેર્યા તો ૧૦૬ એકમ થયા તે આના આવ્યા માટે આખી નિશાળની ફી ૧૦૬ આના થઇ જવાબ.

(૩) એક ગામમા ૪૯૩૫ બ્રાહ્મણ, ૧૬૭૫ વાણીઆ, ૧૫૬૪૩ પાટીદાર, ૯૭૩ મુસલમાન અને ૭૬૫૬ બીજા પરચુરણ જાતના માણુસો વસે છે, તો તે ગામની કુલ વસ્તી કેટની ?

અ ગામમા કેટલાં માણુસોની વસ્તી ( સંખ્યા ) છે તે કહાડવાનું છે, માટે દરેક જાતના માણુસોનો સરવાળો કરવો પડશે.

બ એકજ વર્ગના પ્રાણી છે માટે સરવાળો થઇ શકશે.

ક ઉપરના ગણેલા હિસાબ મુજબ સંખ્યાના સ્થાન પ્રમાણે એક બીજાની નીચે ક્રમસર મૂકી સરવાળો કરવો એટલે જવાબ ૩૦૮૮૨ આવશે. ને ગામની વસ્તી ( માણુસોની સંખ્યા ) છે.

(૪) એક ગૃહસ્થે ચાર દાગીના વેચ્યા. એકની કીંમત રૂ. ૬૯૭, બીજાની રૂ. ૩૧૫, ત્રીજાની રૂ. ૫૧૫, અને ચોથાની રૂ. ૩૦૦૯, ઉપજયા તો બધા મળીને તે ગૃહસ્થ પાસે કેટલા રૂપીઆ આવ્યા. ?

અ એક કરતાં વધુ સંખ્યા મળીને રૂપીઆની સિલક થઇ છે તે ખોળી કહાડવા માટે બધી રકમોનો સરવાળો કરવો પડશે.

ગ એકજ વર્ગના પદાર્થો એકઠા થયા છે માટે સરવાળો થઇ શકે.

ક હવે દરેક સંખ્યાને તેના સ્થાન પ્રમાણે ક્રમસર એક બીજાની નીચે મૂકી સરવાળો કરવો એટલે જવાબ ૪૫૩૬ રૂપીઆ આવશે.

(૫) એક ખેડુતે પાંચ આંબા ઉપરથી કેરીઓ ઉતારી, તેમાં પહેલા ઉપરથી ૧૬૧૯, બીજા ઉપરથી ૩૦૩૫, ત્રીજા ઉપરથી ૧૯૬૯૬, ચોથા ઉપરથી ૨૦૦૬ અને પાંચમા ઉપરથી ૭૦૫૭ ઉતરી તો બધી મળીને તે ખેડુત પાસે કેટલી કેરીઓ થઇ હશે ? જ૦ ૩૩૪૧૩ કેરીઓ

# બાદબાકી.

વ્યાખ્યા—એક સંખ્યામાંથી બીજી સંખ્યા ઓછી કરવાથી જે નવી સંખ્યા આવે તેને, તથા તે શોધી કહાડવાની રીતને બાદબાકી કહે છે

(૧) સરવાળાની પેઠેજ બાદબાકી પણ એકજ જાતનાં પ્રાણીકે પદાર્થની થઇ શકે

ઉદા૦ (૧) ૧૫ ગાયો, − ૯ ગાયો = ૬ ગાયો

(૨) ૨૮ રૂપીઆ, − ૭ રૂપીઆ = ૨૧ રૂપીઆ

(૨) સરવાળાની પેઠે બાદબાકી પણ જુદી જુદી જાતનાં પ્રાણીકે પદાર્થની થઇ શકતી નથી.

ઉદા૦ (૧) ૧૫ ગાયો (૨) ૧૫ રૂપીઆ
૯ ઘોડા ૩ મણ

૬ ગાયો કે ઘોડાકહેવાય નહિ માટે બાદ થાય નહિ. ૧૨ રૂા૦ કે મણુ કહેવાય નહિ માટે બાદ થાય નહિ.

(૩) જેમાથી બાદ કરવાના છે, તે રકમ મોટી હોય છે માટે તેને **અધિકાંક** કહે છે.

(૪) બાદ કરવાની રકમને **બાધાંક** કહે છે.

(૫) જે જવાબ આવે તેને **બાદબાકી** કહે છે

(૧) એક વર્ગમાં ૩૬ છોકરા છે તેમાથી ૧૩ છોકરા ઉઠી ગયા તો બાકી કેટલા રહ્યા ?

( अ ) વર્ગમાથી છોકરા ઓછા થયા છે માટે બાદબાકી કરવી પડશે.

(ब) એકજ વર્ગનાં સજાતિય પ્રાણી છે માટે બાદબાકી થઇ શકે.

( क ) ૩૬ મા ત્રણ દશક ૭ એકમ છે ૧૩ મા એક દશક ત્રણ એકમ છે.

( ड ) વર્ગમાં ૩૬ છોકરા છે અને તેમાંથી ૧૩ છોકરા જતા રહ્યા છે માટે ૩૬ માથી ૧૩ બાદ કરવાના.

( इ ) છત્રીસના ૬ એકમમાથી તેરના ૩ એકમ બાદ (કમી) કરીએ તો ૩ એકમ રહે. પછી ૩ દશકમાંથી ૧ દશક લઇ લઇએ તો ૨ દશક રહે હવે બે દશકને વટાવીએ તો વીસ થાય. તેમાં

ત્રણુ એકમ ઉમેરીએ તો ૨૩ એકમ થાય એટલે ૩૬-૧૩=૨૩ છોકરા વર્ગમા બાકી રહ્યા

( ૨ ) એક માણુસે એક ઘોડો રૂ. ૪૩૫ માટે લીધો અને તે પસંદ ન પડવાથી રૂ. ૩૭૮ થી વેચી દીધો, તો તેને કેટલા રૂ. ખોટ ગઇ.

( अ ) રૂ આપ્યાછે વધારે અને ઉપજ્યા છે થોડા, માટે ખોટ ગઇ છે અને તે કેટલા રૂ૦ ખોટ ગઇ તે ખોળી કહાડવા માટે બાદબાકી કરવી પડશે

( ब ) એકજ વર્ગના પદાર્થ ( સજાતી-રૂપીઆ ) છે, માટે બાદબાકી થઇ શકશે.

( क ) આપેલા રૂ ની રકમમાથી ઉપજેલી રૂ૦ ની રકમ બાદ કરવાથી ખોટ જણાઇ આવશે

( ड ) આપેલી રકમ રૂ ૪૩૫ છે. તેમાં શતક દશક એકમ

છે તેમાથી ઉપજેલી રકમ રૂ. ૩૭૮ છે તેમા બાદ કરવાના છે.

$$\begin{array}{r} ૪ + ૩ + ૫ \\ \hline ૩ + ૭ + ૮ \\ \hline ૦ + ૫ + ૭ \end{array}$$

( ૧ ) એકમમાથી ૮ એકમ બાદ જાય નહિ માટે ૩ દશક-માથી ૧ દશક લીધો તેના દશ એકમ થયા તેમાં પાંચ એકમ ઉ-મેર્યા તો પદર એકમ થયા તેમાથી ૮ એકમ બાદ કર્યા તો સાત એકમ રહ્યા

( ૨ ) ત્રણુ દશકમાથી એક દશક લીધો હતો. માટે બે દશક રહ્યા હતા, તે બેમાથી ૭ દશક બાદ જાય નહિ માટે ચારમાંથી એક શતક લીધો તેના દશ દશક થયા તેમા બે દશક ઉમેર્યા તો બાર દશકમાથી સાત દશક બાદ કર્યા એટલે પાંચ દશક રહ્યા.

( ૩ ) ચાર શતકમાંથી એક શતક લીધો છે માટે ત્રણ શતક રહ્યા છે તેમાંથી ત્રણ શતક બાદ કર્યા એટલે કંઇ પણ રહ્યું નહિ. કંઇપણ ન હોય તે બતાવવાને ૦ મીંડુ મુકવામાં આવે છે, કારણ કે તેની કીંમત ગણાતી નથી.

( ૪ ) પાંચ દશકને વટાવીએ તો ૫૦ એકમ થાય તેમાં ૭ એકમ ઉમેરીએ તો ૫૭ એકમ થાય

( ૫ ) ત્યારે રૂ. ૪૩૫ માટે ઘોડો ખરીદીને રૂ. ૩૭૮ થી વેચી દઇએ તો રૂ. ૫૭ ખોટ જાય. અને તે ખરીદ કીંમતમાંથી વેચાણ કીંમત બાદ કરવાથી ખોટ જણાઇ આવી

(૬) એક રબારીને ત્યાં ૨૬૪૭ ઢોર છે, તેમાથી ૪૩૧ ગાયો રોગ લાગવાથી મરી ગઇ, અને ૨૩૧ વાછરડા વેચ્યા, તો બાકી ઢોર કેટલા રહ્યાં ?

(अ) આમાં ૪૩૧ ગાયો મરી ગઇ છે તેથી એકંદરે ઢોરમા ઘટાડો થયો તથા ૨૩૧ વાછરડાં વેચી દીધાં તેથી પણ એકંદરે ઢોરમાથી ઘટાડો થયો, માટે મરી ગયેલા ઢોર ૪૩૧+૨૩૧ વેચેલાં ઢોરનો સરવાળો કરવો તે=૬૬૨ ઢોર થયા, તે એકંદરેમાથી ઓછાં થયા છે, માટે બાદબાકી કરવી પડશે.

(व) જવાબ ઢોરનો (પ્રાણી વર્ગનો) કહાડવાનો છે માટે બાદબાકી થશે, પરતુ ગાયો કે વાછરડામા જવાબ માગ્યો હોત તો બાદબાકી થઇ શકત નહિ મતલબ કે જવાબ આવી શકત નહિ.

(क) એકદર ઢોર ૨૬૪૭ છે તેમાથી ૬૬૨ ઢોરનો ઘટાડો થયો તે બાદ કર્યા તો બાકી ૧૯૮૫ ઢોર રહ્યાં. જવાબ.

(૪) મારી પાસે રૂ ૪૭૭૮૦ છે. મારી પાસે એક જણ રૂ. ૪૩૭૫ માગે છે, બીજો રૂ. ૧૨૬૯૦ માગે છે, ને ત્રીજો

રૂ. ૨૦૦૦૧ માગે છે, એ ત્રણેને માગતા રૂપીઆ આપી દઉં, તો મારી પાસે શુ રહે ?

(अ) માગતા રૂપીઆ સિલકમાથી આપીએ એટલે સિલકમા ઘટાડો થાય. અને ઘટાડો થવાથી સિલકમા શું રહે તે ખોળી કહાડવાને બાદબાકી કરવી પડશે.

(ब) પ્રથમ માગતા રૂપીઆ કેટલા આપવાના છે તે નક્કી કરવું જોઇએ તે નક્કી કરવા માટે ત્રણે જણને આપવાની રૂપીઆની રકમનો ( બીજી + ત્રીજી + ચોથી ) સરવાળો કરવો, એટલે કુલ કેટલા રૂ માગતા આપવાના છે તે જણાઇ આવશે. રૂ. ૩૭૦૬૬.

( क ) રૂ ૪૭૭૮૦ સિલક છે તેમથી એકદરે માગ રૂ. ૩૭૦૬૬ બાદ કરીએ તો રૂ ૧૦૭૧૪ સિલક રહે જવાબ.

( ૫ ) એક જણને સરકારમાથી વા દહાડે રૂ ૧૫૦૦ મળે છે ને તે વેપારમાથી રૂ. ૧૩૦૯ કમાયો તેને રૂ ૯૨૫ નાત જમાડતા ખર્ચ થયુ, અને રૂ. ૧૧૫૦ દેવાપેઠે આપવા પડ્યા, તો બાકી તેની પાસે શુ રહ્યું ?

अ આ હિસાબમા કેટલાક રૂપીઆએ આવીને સિલકમા વધારો કર્યો છે. અને કેટલાક રૂપીઆએ ઘટાડો કર્યો છે. માટે વધારો કરનાર રૂ ૧૫૦૦+૧૩૦૯ નો =૨૮૦૯ સરવાળો કર્યો એટલે કેટલા રૂ. સિલક થયા તે જણાયુ

ब ઘટાડો કરનાર રૂ. ૯૨૫+૧૧૫૦ નો ૨૦૭૫ સરવાળો કર્યો, એટલે એકદરે કેટલા રૂ. નો ઘટાડો થયો તે જણાયુ.

क હવે ઘરમા આવેલા કુલ રૂ ૨૮૦૯ માંથી ઘટાડો થનાર કુલ રૂ. ૨૦૭૫ બાદ કરીએ તો રૂ. ૭૩૪ સિલક રહે. જવાબ.

# ગુણાકાર.

વ્યાખ્યા–એકની એક સખ્યા કેટલી વખત લઇ તેનો સરવાળો કરવાની સહેલી રીતને ગુણાકાર કહે છે.

( अ ) જે સંખ્યાને ગુણવાના છે તેને ગુણ્ય કહે છે.

( ब ) જે સખ્યાએ ગુણવાના છે તેને ગુણક અથવા ગુણકાંક કહે છે.

( क ) ગુણવાથી જે જવાબ આવે તેને ગુણાકાર કહે છે.

આકના ઘડીઆ એ સરવાળાનુ ટુંકુ રૂપ છે.

ત્રણુ દુ છ એ ત્રણનો દુ એટલે બે વખત સરવાળો થયા છે. ત્રણુ ચોક બાર એ ત્રણુ ચાર વખત લઇ તેનો સરવાળો કરવાથી થયા છે. અને તે લાબી રીતને ટુકામાં ત્રણુ ચોક બાર એટલે ત્રણુ ચાર વખત લઈ ગુણવાથી થયા છે.

ગુણાકાર ગુણ્ય અને ગુણક બંને સાદી સખ્યા હોય છે, અથવા ગુણ્ય કોઇ પદાર્થ બતાવતી સખ્યા હોય અને ગુણક સાદી સખ્યા હોય છે.

દાખલા તરીકે ૩ ને ૨ એ ગુણી શકાય. ત્રણુ ઘોડા બે વખત લેવા એટલે ૭ ઘોડા થઇ શકે. પણ ૩ ઘોડાને ૨ ઘોડાએ ગુણી શકાય નહિ, અને ૭ ઘોડા થઇ શકે નહિ.

( દા. ૧ ) ૬ ને આઠે ગુણો.

આમાં ૬ એ એકમ છે તેને આઠે ગુણવાથી તો ૬ ને આઠ વખત લઈ સરવાળો કરવાથી અથવા આકની રીતે છ અઠાં અડતાળીશ થાય. હવે અડતાળીસમાં ૪ એ દશક બતાવે છે અને ૮ એ

એકમ બતાવે છે. માટે ૪ દશક એટલે ૪૦ અને આઠ એકમ મળી અડતાળીશ થાય છે.

૬ ગુણ્ય
×૮ ગુણક

૪૮ ગુણાકાર

( દા. ૨ ) ૨૨૫ ને ૯ ગુણો.

આમાં પહેલા બે એ શતક બતાવે છે એટલે બે શતક એટલે બસેં. બીજા બે એ દશક બતાવે છે એટલે બે દશક એટલે વીશ પાંચ એ એકમ બતાવે છે એટલે પાચ એકમ

એટલે બસેં, વીસ અને પાંચ મળીને આ સંખ્યા થઇ છે. માટે પહેલા પાચ એકમને નવે ગુણ્યા તો ૪૫ એકમ, એમાથી પાંચ એકમ આવ્યા તે બસેં પચીશ અને તેની નીચે ૯ નવ લખી ગુણાકાર કરવા માટે લીટી દોરી તેની નીચે એકમના સ્થળે પાંચ લખ્યા અને ચાર દશક વધ્યાના નીચે મુકયા પછી બે દશકને નવે ગુણ્યા તો અઢાર દશક આવ્યા તેમાં ચાર દશક ઉમેર્યા તો બાવીસ દશક થયા તેમાં પહેલો બગડો સો બતાવે છે અને પછીનો બગડો દશક બતાવે છે, માટે દશકને ગુણતા બે દશક આવ્યા તે દશકના સ્થાનમાં મુકી બે શતક નીચે મુકયા પછી બે શતકને નવે ગુણ્યા તો અઢાર શતક આવ્યા તેમાં બે શતક ઉમેર્યા તો વીશ શતક આવ્યા એમાં બગડો બે હજાર બતાવે છે. શુન્ય એ શતક બતવે છે તે લીટીમાં તેના સ્થાને મુકયો તો જવાબ બે હજાર પચીશ આવ્યો.

૨૨૫
× ૯

૨૦૨૫

૫ એકમ ×૯=૪૫ એકમ તેમાં ૪ દશક અને ૫ એકમ.

૨ દશક ×૯=૧૮+૪ દશક=૨૨ દશક તેમાં ૨ શતક અને ૨ દશક

૨ શતક×૯=૧૮ શતક + ૨ શતક =૨૦ શતક એટલે વીશ શતક ૨ દશક અને ૫ એકમ. = ૨૦૨૫ જવાબ.

( દા. ૩ ) ૭૪૮ ને ૪૫ ગુણો.

```
   ૭૪૮
   ×૪૫
  -----
    ૪૦
   ૨૦
  ૩૫
   ૩૨
  ૧૬
 ૨૮
 ------
 ૩૩૬૬૦
```

આમા પહેલા ૮ એકમ ને પાચે ગુણવા. પછી ૪ દશકને પાચે ગુણવા, પછી ૭ શતકને પાચે ગુણવા.

હવે ચરે ગુણવા માટે પ્રથમ આઠ એકમને ચાર દશકે ગુણવા પછી ચાર દશકને ૪ દશકે ગુણવા, પછી સાત શતકને ચાર દશકે ગુણવા. આઠ એકમને પાચ એકમે ગુણ્યા તો ચાલીસ એકમ આવ્યા, ચાર દશક ને પાચ એકમ ગુણ્યા તો વીશ દશક આવ્યા, સાત શતકને પાંચ એકમે ગુણ્યા તો પાંત્રીશ શતક આવ્યા, ચર દશકને આઠ એકમ ગુણ્યા તો બત્રીશ દશક આવ્યા, ચાર દશકને ચાર દશકે ગુણ્યા તો સોળ શતક આવ્યા, સાત શતકને ચાર દશકે ગુણ્યા તો અઠ્ઠાવીશ હજાર આવ્યા.

સરવાળો કર્યો તો શુન્ય એકમ, છ દશક, સોળ શતક એમાંથી છ શતક મુક્યા અને એક હજાર વધ્યાના તે હજારના સરવાળામાં મેળાવ્યા, તો તેર હજારમાથી ત્રણ હજારના સ્થાનમાં લખી લખ્યા એક વધ્યાના દશ હજારના સરવાળામાં ગણ્યા તો જવાબ તેત્રીશ હજાર છસે સાઠ આવ્યા.

બીજી રીતે આઠ એકમને પાંચે ગુણ્યા તો ચાળીસ એકમ આવ્યા એમ શુન્ય એકમ આવ્યા. તે લીટી નીચે એકમના સ્થાન મુકી ચાર વધ્યાના ( દશકના ) ગણવા, અને નીચે જુદા મુકવા. હવે ચાર દશકને પાંચે ગુણતાં વીશ દશક આવ્યા તેમાં પહેલાના ચાર વધ્યાના ઉમેર્યાં તો ચોવીશ દશક આવ્યા તેમાં બે શતક

| |
|---|
| ૭૪૮ |
| ૪૪૫ |
| ૩૭૪૦ |
| ૨૮૯૨ |
| ૩૩૬૬૦ |

બતાવે છે અને ચાર દશક બતાવે છે માટે ચાર દશક લીટી નીચે દશકના સ્થાનમાં લખ્યા અને બે વધ્યાના ( શતકના ) નીચે મુક્યા હવે સાત શતકને પાચે ગુણ્યા તો પાત્રીશ શતક આવ્યા તેમા બે વધ્યાના ઉમેર્યાં તો સાડત્રીશ શતક આવ્યા, હવે આગળ ગણવનુ નથી માટે સાડત્રીસ લીટી નીચે મુકી દીધા.

હવે ચાર દશકને આઠ એકમે ગુણ્યા તો બત્રીશ દશક આવ્યા તેમાથી બે દશકના સ્થાનમા મુકી, ત્રણ એ શતક વધ્યાના નીચે મુક્યા. અને ચાર દશકને ચાર દશકે ગુણ્યા તો દશક દશકે ગુણતા શતક આવે માટે ચાર ચોક સોળ શતક આવ્યા તેમા ત્રણ શતક ઉમેર્યા તો ઓગણીસ શતક થયા તેમા એક એ હજાર બતાવે છે, અને નવ એ શતક બતાવે છે માટે નવ શતક શતકના સ્થાનમા મુકી એક હજાર વધ્યાના નીચે લખ્યા હવ સાત શતકને ચાર દશકે ગુણ્યા તો અઠ્ઠાવીશ હજાર આવ્યા તેમા એક વધ્યાના હજાર ઉમેર્યા તો ઓગણત્રીસ હજાર આવ્યા હવ આગળ ગુણવાનુ નહિ હોવાથી તેના સ્થાનમા મુકી દીધા, પછી લીટી દોરી એકમના સ્થાનનો સરવળો કર્યા તો શુન્ય આવ્યો તે તેના સ્થાનમા મુક્યો, દશકનો સરવાળો છ આવ્યો તે દશકના સ્થાનમા મુક્યો, પછી શતકના સ્થાનના સરવાળો કર્યો તો સોળ આવ્યો તેમાથી છ શતક તે ર૫નમા મકી એક વધ્યાના હજારના સ્થાનમા ગણી લખ સરવાળો કર્યો તો તેર આવ્યો તેમાથી ત્રણ હજાર ઉપરના સ્થા-

નમાં મુકી એક વધ્યાના ગણી દશ હજારના સ્થાનમાં તેને મેળવી સરવાળો કર્યો તો ત્રણ આવ્યા તે તે સ્થાનમાં મુક્યો, તો તેત્રીશ હજાર છસેં સાઠ જવાબ આવ્યો.

ઉપર પ્રમાણે બે કરતાં વધુ ગુણક હોય તો એકમને એકમે ગુણવાથી એકમ, દશકને એકમે ગુણવાથી દશક, સોને એકમે ગુણવાથી શતક, હજારને એકમે ગુણવાથી હજાર, દશ હજારને એકમે ગુણવાથી દશ હજાર, લાખને એકમે ગુણવાથી લાખ, દશ લાખને એકમે ગુણવાથી દશ લાખ, કરોડને એકમે ગુણવાથી કરોડ, દશ કરોડને એકમે ગુણવાથી દશ કરોડ થય છે. અને એકમને દશકે ગુણવાથી દશક દશકને દશકે ગુણવાથી શતક, શતકને દશકે ગુણવાથી હજાર, હજારને દશકે ગુણવાથી દશ હજાર, એ પ્રમાણે આગળ એક એક સ્થાન ચડે છે. અને એકમને શતકે ગુણવાથી શતક, દશકને શતકે ગુણવાથી હજાર, શતકને શતકે ગુણવાથી દશ હજાર, હજારને સોએ ગુણવાથી લાખ એ પ્રમાણે બે સ્થાન આગળ વધે છે.

# ભાગાકાર.

એક આપેલી સખ્યામાંથી બીજી આપેલી નાની સંખ્યા જેના કેટલા ભાગ થઇ શકે અથવા એક આપેલી મોટી સંખ્યામા બીજી આપેલી નાની સખ્યા કેટલીવાર છે ત શોધી કહાડવાની રીતને ભાગાકાર કહે છે.

ભાગાકારમા બે સંખ્યાઓ આપેલી હોય છે એક મોટી એટલે જેના ભાગ કરવાના છે તે અને તેને **ભાજ્ય** કહે છે.

બીજી નાની જેના જેવડા ભાગ કરવાના હોય છે તે. તેને **ભાજક** કહે છે, બે સખ્યા ઉપરથી જે ત્રીજી કેટલા ભાગ થઇ શકે અથવા કેટલીવાર સખ્યા છે, તે શોધવાની રીત અથવા જવાબ તે **ભાગાકાર** કહેવાય છે,

ભાગાકાર એ ગુણાકારથી ઉલટી રીતના હિસાબ છે, દાખલા તરીકે ચાર ત્રણ વખત લઇએ તો બાર થાય તે ગુણાકાર અને બારમાં ચાર ત્રણ વખત રહ્યા છે અથવા બારમાં ત્રણ ચાર વખત રહ્યા છે તે ભાગાકાર.

સરવાળાનું ટુંકરૂપ ગુણાકાર તેમ બાદબાકીનું ટુંકરૂપ ભાગાકાર

( ૧. ) ૯૧ ને ૪ વડે ભાગો,

```
૪)૯૧(૨૨
  ૮
 ----
  ૧૧
   ૮
 ----
   ૩
```

આમાં નવ દશક અને એક એકમ છે, અને તેના ચાર એકમ જેવડા ભાગ કરવા છે. તેથી પ્રથમ ૯ દશકમાંથી ૪ એકમ જેવડા કેટલા ભાગ થાય તે શોધી કહાડીએ તો બે ભાગ થઇ શકે એમ જણાય છે તેથી બે ભાગાકારમાં મુકી તે બે વડે ચારને ગુ- ણ્યા તો આઠ આવ્યા તે નવની નીચે મુકી બાદ કર્યા તો એક દશક બાકી વધ્યા, હવે તેના ઉપર એક એકમ ચઢાવ્યો. તો અગીઆર એકમ થયા તેના ચાર એકમ જેવડા કેટના ભાગ થઇ શકે તે જોતા બે ભાગ થઇ શકે એમ જણાય છે, તેથી ૨ ભાગાકાર પહેલા અંક પછવાડે મુકયા. અને તે બે વડે ચારને ગુણી ગુણાકાર આઠ આવ્યો, તે અગીઆર નીચે મુકી તેમાથી બાદ કર્યા તો ત્રણ શેષ વધ્યા. માટે બાવીસ જવાબ અને શેષ ત્રણ વધ્યા.

( દા. ૨ ) નવ ભાગીદારોનું એક સહીઆરૂં ૧૨૬૦ આબા નુ આબાવાડીઉં છે તે તેમણે વહેંચી લીધુ તો દરેકને ભાગ કેટલા આંબા આવશે.

```
૯) ૧૨૬૦ (૧૪૦
   ૯
  ----
   ૩૬
   ૩૬
  ----
    ૦
```

બારમે સાઠ ઝાડમાથી નવ ના ઝાડ- ના કેટલા જથા થાય તે કહાડવાના છે માટે બારસેં સાઠને નવે ભાગવાના છે. ભાજ્યમાં એક એ હજાર બતાવે છે, બે શતક બતાવે છે, ૭ દશક બતાવે છે, અને શુન્ય એકમ બતાવે છે.

એક હજારના એકડાના ભાગ નવ થઇ શકે નહિ માટે બે આંકડા ઉપર એટલે બાર ઉપર ભાગ લીધો. તો બારના નવ નવ જેવડો ફક્ત એકજ ભાગ થઇ શકે માટે એક ભાગાકારમાં મુકી એક વડે નવને ગુણી ગુણાકાર નવ બાર નીચે મુકી તેમાથી બાદ કર્યા તો ત્રણ બાકી રહ્યા તેના ઉપર દશક ચઢાવ્યા તો ૩૬ દશક થયા. એ છત્રીશ દશકના નવ નવ જેવડા ચાર ભાગ થઇ શકે માટે ચાર ભાગાકાર મુકી તેના નવને ગુણી ગુણાકાર છત્રીશ તે છત્રીશ નીચે મુકી બાદ કર્યા તો શુન્ય શેષ વધી હવે એ શુન્ય શેષ ઉપર શુન્ય એકમ ચઢવ્યા, એટલે એકમ શુન્ય છે અને તેના નવ ભાગ કરવા છે, તો શુન્ય ભાગ થઇ શકે માટે ભગ શુન્ય આવ્યો, તે ભાગાકારમાં મુકયો તો જવાબ એકસો ચાળીસ આવ્યો, માટે દરેક ભાગીદારને ભાગ એકસો ચાળીસ આના આવશે.

( ૩ ) એક ગામમા ૭૧૦૫૦ માણસની વસ્તી છે અને તે વસ્તીનો ૨૫ મો ભાગ નિશાળે જાય છે. તો નિશાળમા કુલ કેટલા છોકરા ભણવા જતા હશે.

```
૨૫)૭૧૦૫૦(૨૮૪૨
   ૫૦
  ----
   ૨૧૦
   ૨૦૦
  ----
    ૧૦૫
    ૧૦૦
  ----
     ૫૦
     ૫૦
  ----
      ૦
```

વસ્તીમાથી ૨૫ માણસે એક છોકરો નિશાળે જાય છે એવો અર્થ છે એ લે જેટલા છોકરા નિશાળે જાય છે તેના કરતા ગામની વસ્તી પચીશ ઘણી છે, તેથી છોકરાની જે સખ્યા નિશાળે ભણનારી આવે તેના કરતા પચીશ ઘણી વસ્તી તે ઇકોતેર હજાર પચાશ છે માટે વસ્તીને પચીશે ભાગવાના છે. હવે ભાજ્યમા પાંચ આકડા છે. અને ભાજકમાં બે આંકડા છે માટે ભાજકના બે આકડા જેટલા ભાજ્યના ભાગ કરવા છે. તે ભાજ્યમાંથી ભાજકના બે આકડામાંથી એટલે ઇકોતેરમાથા ભાજકના

એ આકડા પચીશ કેટલી વખત બાદ જઇ શકે, તે શોધતાં પચીશ ત્રણ વખત લઇએ તો પચોતેર થાય; પણ તે છકોતેરમાંથી બાદ જઇ શકે નહિ. માટે બે વખત લીધા તો પચીસ દુ પચાશ આવ્યા, તે બાદ જઇ શકશે માટે બે ભાગાકાર કરવામા મુકી પચાશ છકો-તેર નીચે મુકી બાદ કર્યા. એકવીશ વધ્યા તેના ઉપર હજાર-ની શૂન્ય ઉતારી તો બસે થયા તેમાથી પચીશ જેટલા કેટલા ભાગ થઇ શકે તે શોધતા પચીસ દહા બસે થાય તે કરતા વધારે ભાગ થઇ શકશે નહિ માટે આઠ ભાગ આવ્યો તે ભાગાકાર મુકી પચીસને આઠે ગુણી બસે આવ્યા તે બસે દશ નીચે મુકી બાદકર્યા, તો દશ શેષ વધી તેના ઉપર પ દશક ઉતાર્યા તો એકસો પાચ થયા. તેના પચીશ જેવડા કેટલા ભાગ થાય તે શોધતા ચાર ભાગ થાય એમ જણાય છે તેથી ચાર ભાગાકાર મુકી પચીશને ચારે ગુણી સો આવ્યા તે એક સો પાચ નીચે મુકી તેમાથી સો બાદ કર્યા તો પાચ શેષ વધી તેના ઉપર શુન્ય એકમ થયા તેના પચીશ જેટલા કેટલા ભાગ થાય. તે તેના બે ભાગ થાય એમ જણાય છે, માટે બે ભાગાકાર મુકી પચીસને બેએ ગુણી ગુણાકાર પચાસ નીચે પચાસ મુકી બાદ કર્યા, તો શુન્ય શેષ વધી માટે જવાબ બે હજાર આઠસે બેતાળીસ આવ્યો તેથી નિશાળમા એટલા છોકરા ભણનારા હોવા જોઇએ

આજ પ્રમાણે ત્રણ આકડાનો ભાજક હોય તો શરૂઆત ત્રણ આકડાના ભાજ્યના ભાગ પાડવાથી કરવી. ચાર આકડા તો ભાજય હોય તો ભાજ્યના ચાર આકડાના ભાગ પાડવા એ પ્રમાણે આગળ

ભાગાકાર ખરોછે તે તપાસવાની રીતઃ—

આવેલા ભાગાકાર ને ભાગવાની રકમ (ભાજક) સાથે ગુણી ગુણાકારમા શેષ ઉમેરવી એ પ્રમાણેનો સરવાળો જો ભાજ્યની બરાબર આવે તો જવાબ ખરો જાણવો

બાદબાકી ખરી છે તે તપાસવાની રીત —

બાદ કરતા જે જવાબ આવ્યો હોય તેની સાથે બાદ કરવાની રકમનો સરવાળો કરતા જો પહેલી રકમ જેટલો અથવા જેમાથી બાદ કરવાના છે તે સખ્યા જેટલો સરવાળો આવે તો બાદબાકી ખરી જાણવી

સરવાળો તપાસવાની રીત —

જેટની રકમોના સ[illegible]ળો કરવાનો હોય તેમા[illegible] એક રકમ પડતી મુકી બાકીની રકમો[illegible] સરવાળો કરવા અને તે સરવાળામા પડી મુકેલી રકમ મેળવ[illegible] જો બધી રકમોના સરવાળ[illegible] રહે તો સરવાળો ખ[illegible] જાણવુ.

ગુણાકાર ખરો છે તપાસવાની રીત —

ગુણ્ય અને ગુણક [illegible] પ્રમાણે રીત છે તે પ્રમાણે ગુણાકાર કરવો

અને ગુણક પ[illegible] અને ગુણ્ય પછી મુકવા અને પછી ગુણાકાર કરવા આ[illegible] પહેલા ગુણાકાર જેટલો આવે તો ગુણાકાર ખરો છે એ

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧।૧। | ૧૧૧।૧૩।।। | ૨૧૧।૨૬। | ૩૧૧।૩૮।।। | ૪૧૧।૫૧। |
| ૨૧।૨।। | ૧૨૧।૧૫ | ૨૨૧।૨૭।। | ૩૨૧।૪૦ | ૪૨૧।૫૨।। |
| ૩૧।૩।।। | ૧૩૧।૧૬। | ૨૩૧।૨૮।।। | ૩૩૧।૪૧। | ૪૩૧।૫૩।।। |
| ૪૧।૫ | ૧૪૧।૧૭।। | ૨૪૧।૩૦ | ૩૪૧।૪૨।। | ૪૪૧।૫૫ |
| ૫૧।૬। | ૧૫૧।૧૮।।। | ૨૫૧।૩૧। | ૩૫૧।૪૩।।। | ૪૫૧।૫૬। |
| ૬૧।૭।। | ૧૬૧।૨૦ | ૨૬૧।૩૨।। | ૩૬૧।૪૫ | ૪૬૧।૫૭।। |
| ૭૧।૮।।। | ૧૭૧।૨૧। | ૨૭૧।૩૩।।। | ૩૭૧।૪૬। | ૪૭૧।૫૮।।। |
| ૮૧।૧૦ | ૧૮૧।૨૨।। | ૨૮૧।૩૫ | ૩૮૧।૪૭।। | ૪૮૧।૬૦ |
| ૯૧।૧૧। | ૧૯૧।૨૩।।। | ૨૯૧।૩૬। | ૩૯૧।૪૮।।। | ૪૯૧।૬૧। |
| ૧૦૧।૧૨।। | ૨૦૧।૨૫ | ૩૦૧।૩૭।। | ૪૦૧।૫૦ | ૫૦૧।૬૨।। |
| ૫૧૧।૬૩।।। | ૬૧૧।૭૬। | ૭૧૧।૮૮।।। | ૮૧૧।૧૦૧। | ૯૧૧।૧૧૩।।। |
| ૫૨૧।૬૫ | ૬૨૧।૭૭।। | ૭૨૧।૯૦ | ૮૨૧।૧૦૨।। | ૯૨૧।૧૧૫ |
| ૫૩૧।૬૬। | ૬૩૧।૭૮।।। | ૭૩૧।૯૧। | ૮૩૧।૧૦૩।।। | ૯૩૧।૧૧૬। |
| ૫૪૧।૬૭।। | ૬૪૧।૮૦ | ૭૪૧।૯૨।। | ૮૪૧।૧૦૫ | ૯૪૧।૧૧૭।। |
| ૫૫૧।૬૮।।। | ૬૫૧।૮૧। | ૭૫૧।૯૩।।। | ૮૫૧।૧૦૬। | ૯૫૧।૧૧૮।।। |
| ૫૬૧।૭૦ | ૬૬૧।૮૨।। | ૭૬૧।૯૫ | ૮૬૧।૧૦૭।। | ૯૬૧।૧૨૦ |
| ૫૭૧।૭૧। | ૬૭૧।૮૩।।। | ૭૭૧।૯૬। | ૮૭૧।૧૦૮।।। | ૯૭૧।૧૨૧। |
| ૫૮૧।૭૨।। | ૬૮૧।૮૫ | ૭૮૧।૯૭।। | ૮૮૧।૧૧૦ | ૯૮૧।૧૨૨।। |
| ૫૯૧।૭૩।।। | ૬૯૧।૮૬। | ૭૯૧।૯૮।।। | ૮૯૧।૧૧૧। | ૯૯૧।૧૨૩।।। |
| ૬૦૧।૭૫ | ૭૦૧।૮૭।। | ૮૦૧।૧૦૦ | ૯૦૧।૧૧૨।। | ૧૦૦૧।૧૨૫ |
| ૧૧।। ૧।। | ૧૧૧।।૧૬।। | ૨૧૧।।૩૧।। | ૩૧૧।।૪૬।। | ૪૧૧।।૬૧।। |
| ૨૧।। ૩ | ૧૨૧।।૧૮ | ૨૨૧।।૩૩ | ૩૨૧।।૪૮ | ૪૨૧।।૬૩ |
| ૩૧।। ૪।। | ૧૩૧।।૧૯।। | ૨૩૧।।૩૪।। | ૩૩૧।।૪૯।। | ૪૩૧।।૬૪।। |
| ૪૧।। ૬ | ૧૪૧।।૨૧ | ૨૪૧।।૩૬ | ૩૪૧।।૫૧ | ૪૪૧।।૬૬ |
| ૫૧।। ૭।। | ૧૫૧।।૨૨।। | ૨૫૧।।૩૭।। | ૩૫૧।।૫૨।। | ૪૫૧।।૬૭।। |
| ૬૧।। ૯ | ૧૬૧।।૨૪ | ૨૬૧।।૩૯ | ૩૬૧।।૫૪ | ૪૬૧।।૬૯ |
| ૭૧।।૧૦।। | ૧૭૧।।૨૫।। | ૨૭૧।।૪૦।। | ૩૭૧।।૫૫।। | ૪૭૧।।૭૦।। |
| ૮૧।।૧૨ | ૧૮૧।।૨૭ | ૨૮૧।।૪૨ | ૩૮૧।।૫૭ | ૪૮૧।।૭૨ |
| ૯૧।।૧૩।। | ૧૯૧।।૨૮।। | ૨૯૧।।૪૩।। | ૩૯૧।।૫૮।। | ૪૯૧।।૭૩।। |
| ૧૦૧।।૧૫ | ૨૦૧।।૩૦ | ૩૦૧।।૪૫ | ૪૦૧।।૬૦ | ૫૦૧।।૭૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૧૧।।૭૬।। | ૬૧૧।। ૯૧।। | ૭૧૧।।૧૦૬।। | ૮૧૧।।૧૨૧।। | ૯૧૧।।૧૩૬।। |
| ૫૨૧।।૭૮ | ૬૨૧।। ૯૩ | ૭૨૧।।૧૦૮ | ૮૨૧।।૧૨૩ | ૯૨૧।।૧૩૮ |
| ૫૩૧।।૭૯।। | ૬૩૧।। ૯૪।। | ૭૩૧।।૧૦૯।। | ૮૩૧।।૧૨૪।। | ૯૩૧।।૧૩૯।। |
| ૫૪૧।।૮૧ | ૬૪૧।। ૯૬ | ૭૪૧।।૧૧૧ | ૮૪૧।।૧૨૬ | ૯૪૧।।૧૪૧ |
| ૫૫૧।।૮૨।। | ૬૫૧।। ૯૭।। | ૭૫૧।।૧૧૨।। | ૮૫૧।।૧૨૭।। | ૯૫૧।।૧૪૨।। |
| ૫૬૧।।૮૪ | ૬૬૧।। ૯૯ | ૭૬૧।।૧૧૪ | ૮૬૧।।૧૨૯ | ૯૬૧।।૧૪૪ |
| ૫૭૧।।૮૫।। | ૬૭૧।।૧૦૦।। | ૭૭૧।।૧૧૫।। | ૮૭૧।।૧૩૦।। | ૯૭૧।।૧૪૫।। |
| ૫૮૧।।૮૭ | ૬૮૧।।૧૦૨ | ૭૮૧।।૧૧૭ | ૮૮૧।।૧૩૨ | ૯૮૧।।૧૪૭ |
| ૫૯૧।।૮૮।। | ૬૯૧।।૧૦૩।। | ૭૯૧।।૧૧૮।। | ૮૯૧।।૧૩૩।। | ૯૯૧।।૧૪૮।। |
| ૬૦૧।।૯૦ | ૭૦૧।।૧૦૫ | ૮૦ ।।૧૨૦ | ૯૦૧।। ૩૫ | ૧૦૦૧।।૧૫૦ |
| ૧૨।।૨।। | ૧૧૨।।૨૭।। | ૨૧૨।।૫૨।। | ૩૧૨।। ૭૭।। | ૪૧૨।।૧૦૨।। |
| ૨૨।।૫ | ૧૨૨।।૩૦ | ૨૨૨।।૫૫ | ૩૨૨।। ૮૦ | ૪૨૨।।૧૦૫ |
| ૩૨।।૭।। | ૧૩૨।।૩૨।। | ૨૩૨।।૫૭।। | ૩૩૨।। ૮૨।। | ૪૩૨।।૧૦૭।। |
| ૪૨।।૧૦ | ૧૪૨।।૩૫ | ૨૪૨।।૬૦ | ૩૪૨।। ૮૫ | ૪૪૨।।૧૧૦ |
| ૫૨।।૧૨।। | ૧૫૨।।૩૭।। | ૨૫૨।।૬૨।। | ૩૫૨।। ૮૭।। | ૪૫૨।।૧૧૨।। |
| ૬૨।।૧૫ | ૧૬૨।।૪૦ | ૨૬૨।।૬૫ | ૩૬૨।। ૯૦ | ૪૬૨।।૧૧૫ |
| ૭૨।।૧૭।। | ૧૭૨।।૪૨।। | ૨૭૨।।૬૭।। | ૩૭૨।। ૯૨।। | ૪૭૨।।૧૧૭।। |
| ૮૨।।૨૦ | ૧૮૨।।૪૫ | ૨૮૨।।૭૦ | ૩૮૨।। ૯૫ | ૪૮૨।।૧૨૦ |
| ૯૨।।૨૨।। | ૧૯૨।।૪૭।। | ૨૯૨।।૭૨।। | ૩૯૨।। ૯૭।। | ૪૯૨।।૧૨૨।। |
| ૧૦૨।।૨૫ | ૨૦૨।।૫૦ | ૩૦૨।।૭૫ | ૪૦૨।।૧૦૦ | ૫૦૨।।૧૨૫ |
| ૫૧૨।।૧૨૭।। | ૬૧૨।। ૫૨।। | ૭૧૨।।૧૭૭।। | ૮૧૨।।૨૦૨।। | ૯૧૨।।૨૨૭।। |
| ૫૨૨।।૧૩૦ | ૬૨૨।।૧૫૫ | ૭૨૨।।૧૮૦ | ૮૨૨।।૨૦૫ | ૯૨૨।।૨૩૦ |
| ૫૩૨।।૧૩ ।। | ૬૩૨।।૧૫૭।। | ૭૩૨।।૧૮૨।। | ૮૩૨।।૨૦૭।। | ૯૩૨।।૨૩૨।। |
| ૫૪૨।।૧૩૫ | ૬૪૨।।૧૬૦ | ૭૪૨।।૧૮૫ | ૮૪૨।।૨૧૦ | ૯૪૨।।૨૩૫ |
| ૫૫૨।।૧૩૭।। | ૬૫૨।।૧૬૨।। | ૭૫૨।।૧૮૭।। | ૮૫૨।।૨૧૨।। | ૯૫૨।।૨૩૭।। |
| ૫૬૨।।૧૪૦ | ૬૬૨।।૧૬૫ | ૭૬૨।।૧૯૦ | ૮૬૨।।૨૧૫ | ૯૬૨।।૨૪૦ |
| ૫૭૨।।૧૪૨।। | ૬૭૨।।૧૬૭।। | ૭૭૨।।૧૯૨।। | ૮૭૨।।૨૧૭।। | ૯૭૨।।૨૪૨।। |
| ૫૮૨।।૧૪૫ | ૬૮૨।।૧૭૦ | ૭૮૨।।૧૯૫ | ૮૮૨।।૨૨૦ | ૯૮૨।।૨૪૫ |
| ૫૯૨।।૧૪૭।। | ૬૯૨।।૧૭૨।। | ૭૯૨।।૧૯૭।। | ૮૯૨।।૨૨૨।। | ૯૯૨।।૨૪૭।। |
| ૬૦૨।।૧૫૦ | ૭૦૨।।૧૭૫ | ૮૦૨।।૨૦૦ | ૯૦૨।।૨૨૫ | ૧૦૦૨।।૨૫૦ |

# ધાતો.

### શેરની ધાત.

શેરના અચ્છેરા ૨
શેરના પાશેર ૪
શેરનાં નવટાંકાં ૮
શેરના અધોળા ૧૬
શેરના રૂપીયાભાર ૪૦
પોણોશેરના ૩૦ રૂપિયાભાર
અચ્છેરના ૨૦ રૂપિયાભાર
પાશેરના ૧૦ રૂપિયાભાર
નવટાકના ૫ રૂપિયાભાર
અધોળના ૨ાા રૂપિયાભાર
૨ાા રૂપિયાભાર ૧ અધોળ
૫ રૂપિયાભાર ૧ નવટાક
૧૦ રૂપિયાભાર ૦ા શેર
૨૦ રૂપિયાભાર ૦ાા શેર
૩૦ રૂપિયાભાર ૦ાાા શેર
૪૦ રૂપિયાભાર ૧ શેર
૨ અચ્છેરે ૧ શેર
૪ પશેરે ૧ શેર
૮ નવટાકે ૧ શેર
૧૬ અધોળે ૧ શેર
૪૦ રૂપિયાભારે ૧ શેર

### શેરના પૈસાભાર.

શેરના પૈસાભાર ૭૨
૦ાાા શેરના પૈસાભાર ૫૪
૦ાા શેરના પૈસાભાર ૩૬
૦ા શેરના પૈસાભાર ૧૮
નવટાંકના પૈસાભાર ૯
અધોળના પૈસાભાર ૪ાા
૪ાા પૈસાભારે ૧ અધોળ
૯ પૈસાભારે ૧ નવટાક
૧૮ પૈસાભાર ૧ પાશેર
૩૬ પૈસાભારે ૧ અચ્છેર
૫૪ પૈસાભારે ૦ાાા શેર
૭૨ પૈસાભારે ૧ શેર

### શેરનાં નવટાંકાં.

૧ શેરના ૮ નવટાકા
૦ાાા શેરનાં ૬ નવટાંકા
૦ાા શેરના ૪ નવટાકાં
૦ા શેરના ૨ નવટાકા

### શેરના પાશેરા.

૧ શેરના ૪ પાશેરા
૦ાાા શેરના ૩ પાશેરા
૦ાા શેરના ૨ પાશેરા
૦ા શેરનો ૧ પાશેરો

### શેરનાં અધોળાં.

૧ શેરના ૧૬ અધોળા
૦ાાા શેરના ૧૨ અધોળા
૦ાા શેરના ૮ અધોળા
૦ા શેરના ૪ અધોળા
૧ નવટાકના ૨ અધોળા
૨ અધોળે ૧ નવટાંક
૪ અધોળે ૧ પાશેર
૮ અધોળે ૦ાા અચ્છેર
૧૨ અધોળે ૦ાાા શેર
૧૬ અધોળે ૧ શેર

૪ પાશેરે ૧ શેર
૩ પાશેરે ૦।।। શેર
૨ પાશેરે ૦।। અચ્છેર
૧ પાશેરે ૦। શેર
૨ નવટાંકે ૧ પાશેર
૪ નવટાંકે ૦।। શેર
૮ નવટાંકે ૧ શેર

## મણની ધાત.

મણના અધમણીઆ ૨
મણના દશશેરા ૪
મણની પાચશેરી ૮
મણની અઢીશેરી ૧૬
મણની સવાશેરી ૩૨
મણના શેર ૪૦
૦।।। મણના ૩૦ શેર
૦।। મણના ૨૦ શેર
૦। મણના ૧૦ શેર

૧૦ શેરે ૦। મણ
૨૦ શેરે ૦।। મણ
૩૦ શેરે ૦।।। મણ
૪૦ શેરે ૧ મણ
૫૦ શેરે ૧। મણ
૬૦ શેરે ૧।। મણ
૭૦ શેરે ૧।।। મણ
૮૦ શેરે ૨ મણ
૯૦ શેરે ૨। મણ
૧૦૦ શેરે ૨।। મણ
૨૦૦ શેરે ૫ મણ
૩૦૦ શેરે ૭।। મણ
૪૦૦ શેરે ૧૦ મણ
૫૦૦ શેરે ૧૨।। મણ
૬૦૦ શેરે ૧૫ મણ
૭૦૦ શેરે ૧૭।। મણ
૮૦૦ શેરે ૨૦ મણ
૯૦૦ શેરે ૨૨।। મણ
૧૦૦૦ શેરે ૨૫ મણ

# દેશી હિસાબ. મોઢાનાં લેખાં.

## ( આંકના ઉપયોગ. )

( ૧ ) ૨ પૈસાની ૧ શેર કેરી મળે તો ૪ પૈસાની કેટલી ?
( ૨ ) ૪ પૈસાના ૧૦ શેર ચીભડા મળે તો ૩ મણનું શું ?
( ૩ ) ૭ પૈસાની ૩૫ શેર ભાજી મળે તો ૩૬ પૈસાની કેટલી ?
( ૪ ) ૧૭ પૈસાની ૪। શેર સાકર મળે તો ૭ પૈસાની કેટલી ?
( ૫ ) દરેક છોકરાને ત્રણ કેરી આપીએ તો ૧૦૮ કેરી કેટલા છોકરાને અપાય ?
( ૬ ) ૨।। શેર ઘીનો ૧ રૂપીઓ થાય તો મણનું શું ?

( ૭ ) ૧૧ રૂપીએ મણ ફરામળે તો ૪ શેરનું શું !
( ૮ ) ૩ દાડમના ૭ પૈસા તો ૩૯ દાડમનુ શુ !
( ૯ ) ૬ પૈસાનાં ૯ કેળાં મળેતો ૩૮ પૈસાનાં કેટલાં !
( ૧૦ ) ૧ શ્રીફળના ૧॥ આનો પડે તો ૩૨ શ્રીફળનું શું !
( ૧૧ ) ૧ આનાનાં ૫ શેર વેંગણ મળે તો ૧ મણ ૨॥ શેર વેંગણનું શું
( ૧૨ ) હું દરરોજ અડધો રૂપીઓ કમાઉં છું તો ૫૬ દિવસમા શું કમાઇશ?
( ૧૩ ) એક જમરૂખ ચાર માણુસને અપાય તો ૩૭ જમરૂખ વહેચવાને કેટલાં માણુસો જોઇએ
( ૧૪ ) ૧ રૂપીયાનું ૭॥ ગજ લુગડું મળેતો ૨૭॥ ગજનું શું !
( ૧૫ ) ૧ કોટ શીવડાવવાને ૧॥ વાર વેનેશનનું કપડું જોઇએ, તો ૧૫ કોટ કરાવવા માટે કેટલા વાર વેનેશનનું કપડું ખરીદ કરવું !
(૧૬) ૧ તોલો ઇલાયચીની કીમત ૧॥ આનો પડેછે તો શેરનું શું !
( ૧૭ ) મારે દરમહીને ૨॥ રૂપિયા ફીના ભરવા પડે છે તો ૧૭॥ રૂપિયા કયાં સુધી ચાલશે.
( ૧૮ ) ૧૨ શેર સોપારીની કીંમત ૪ રૂપિયા બેસે તો ૩૯ શેર સોપારી ના કેટલા રૂપિયા બેસે !
( ૨૦ ) ૧ નવટાક સોપારીનો ૧। અનો પડે તો ૯ અધોળનુશુ?
( ૨૧ ) ૧ આનાનાં ૪ કયાડેં મળેનો ૧૧ કયાડેંનુ શુ બેસે !
( ૨૨ ) ૧ કવરના ૨ દોઢીયાં તો ૨૯ કવરના કેટલાઆના !
( ૨૩ ) એક શાહુકારે ૨૭॥ મણ ઘઉં ૨૨ ગરીબ માણુસોને વહેચી આપ્યા, તો દરેકને ભાગ કેટલા આવ્યા હશે ?
( ૨૪ ) મારા બાપુએ મારા લગ્ન વખતે ૮૪ બ્રાહ્મણુને જમાડી બધાવચ્ચે ૬૩ રૂપિયા દક્ષિણામાં આપ્યા તો દરેકને ભાગ શું આવશે ?
( ૨૫ ) એક માણુસ સવાર સાંજ મળીને ૧॥ શેર અનાજ ખાય તો ૩ મણ અનાજ કેટલા દિવસ ચાલશે ?
( ૨૬ ) ૯૭॥ રૂપિઆ ૩૯ છોકરાની વચ્ચે વહેંચી આપીએ તો દરેકને ભાગ શું આવે !

# સુચના.

અમારે ત્યા આ રાજ્યની શાળાઓમાં ચાલતાં ગુ ઇંગ્રેજી વગેરે તમામ પુસ્તકો તથા ડ્રોઇંગ તથા સ્ટેશનરી મળે છે. જથાબંધ લેનારને સારૂં કમીશન આપવામાં આવશે ગામના ઓરડર પર પુરતું ધ્યાન આપવામાં આવશે

## અમારા તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો

| | | કીમત. |
|---|---|---|
| ૧ | ગુ. બીજા ધોરણની નોટ | ૦—૨—૬ |
| ૨ | ગુ. ત્રીજા ધોરણની નોટ ( છપાય છે. ) | ૦—૪—૦ |
| ૩ | ગુ ચોથા ધોરણની નોટ ( છપાય છે. ) | ૦—૬—૦ |
| ૪ | હિન્દી પ્રાયમર તથા શિક્ષાવળી ભા. ૧ લાની નોટ. (છપાય છે.) | ૦-૩ ' |

સદરહુ પુસ્તકો આ રાજ્યના જાણીતા બુકસેલરો તથા અમદાવાદ ના બુકસેલર ઝવેરભાઇ ઉમેદભાઇને ત્યાંથી પણ મળશે.

પત્ર વહેવાર નીચેને સરનામે કરવો.

મણીલાલ મુળજીભાઇ ઉપાધ્યાય.
બુકસેલર—પેટલાદ ( પ્રાંત વડોદરા. )